# એક ઘાતકી સાવતર માતા એત્રણ નિર્દોષ સાવતર બાળ કોપર પાડેલી જફા.



અને

## પિતાનાં કાચા કાનથી થએલી દુઃખદાયક ખરાબી.

વફા ઊપર જફા.

એક અતિ દિલ પશંદ અને ચાનક આપનારી વાર્તા.

રચી, છપાવી પ્રસિધ્ધ કરનાર
હોરમસજી નાદરશા–તારાપોરવાળા

મુંબઈ
ધી રાઈઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસમાં
વોરા મહમદઅલી દાઉદખાને છાપી છે.
ઈ. સ. ૧૮૮૭. સંવત ૧૯૪૩
કિંમત છ આનાં.

# એક ઘાતકી સાવતર માતાએ ત્રણ નિર્દોષ સાવતર બાળ કોપર પાડેલી જફા.

અને

## પિતાનાં કાચા કાનથી થએલી દુઃખદાયક ખરાબી.

### વફા ઊપર જફા.

એક અતિ દિલ પશંદ અને ચાનક
આપનારી વાર્તા.

રચી, છપાવી પ્રસિધ્ધ કરનાર
હોરમસજી નાદરશા-તારાપોરવાળા

મુંબઈ
શ્રી રાઈઝીંગ સ્ટાર પ્રીંટીંગ પ્રેસમાં
વોરા મહમદઅલી દાઉદખાને છાપી છે.
ઈ. સ. ૧૮૮.૭ સંવત ૧૫૪૩
કિંમત છ આનાં.

# ગ્રં થા ર્પ ણ

## ખાંન બહાદૂર મુરબી શેઠજી કુંવરજી
## શાપુરજી તારાપોરવાળા.

### જવાર સંસ્થાનનાં માજી દિવાન સાહેબ
### તાલુકા માહિમ—જીલ્લા થાણા.
### મુકામ તારાપોર.

**સાર્દુલ વિક્રિડિતવત.**

રાખો છો બહુ પ્યાર આપ નિતિનો વૃતી ધરો સત્યની,
ઇચ્છો છો વળી હોંસથી મન વિષે રૂડાં કૃત્યની;
વર્તો છો નિજ ધર્મને અનુસરી અત્યંત પ્રેમ કરી,
ચાહો છો હિત લોકનું ઉર થકી અતિ પ્રીત ચિતે ધરી.
દીસો છો ગુણી આપ શાંત શિળને ગંભીર જ્ઞાતા ઘણા,
એવા સુગ્ન કુંવરજી તમ છો ભંડાર નીતિ તણા;
આપે 'જવાર' માં દિવાનની ઘણી સારી કરિ નોકરી,
તેથી તો રાજાથી મળી હતી બક્ષિસ દો શાલનો.
એવા આપ સગુણ માન્યજ તણા ગ્રાહક દીસો ખરે,
મૂરબ્બી રૂપ માહારા મુજ તણું ઇચ્છો ભલું અંતરે;
હમજાત ભાઇના સુખ અને હાલત સૂધારવા થકી,
સખાવત અને છુટી મદદ કરો છો આપ જીગર થકી.
(વળી) ગરિબને હૈડે ધરી તમો દાન બક્ષો ખરા દીલથી,
છાયા તેહનિ આપના મન વિષે રે'વા ભણું હર્ષથી;
માટે આ લઘુ ગ્રંથ અર્પુ તમને અત્યત પ્રેમ કરી,
સ્વીકારી ખુશિ શાથ આપ કરશો આભાર તો ભાવથી.

રચનાર.

# પ્રસ્તાવના.

નવરાશની વેળાએ કાળ વ્યર્થ ન ગુમાવતાં તેનો કંઇ પણ ઉપયોગ કરવો એવું ધારી કોઇ પણ વિષય ઉપર લખાણ કરવાની ઇચ્છા થઇ જેનું પરિણામ મારી કોમળ શક્તિ પ્રમાણે છેલ્લાં પૃષ્ઠો વાંચનારને વિદિત કરશે. આ લખાણ વાંચનારની શેવામાં ધરી કોઇ પણ પ્રકારે મોટા લખનારમાં ખપવાનો દાવો કરવાની ઇચ્છા રાખતો નથી. પણ મારી અલ્પ બુદ્ધિ અને તરૂણ વય પ્રમાણે જે કાંઇ મને સુજ્યું છે તે આ નાના ગ્રંથ માં મુકી સુજ્ઞ વાંચનારની સનમુખ પેહેલીવાર દેખાવ દેવાની આજ્ઞા લઉં છું. મને કાંઇ પણ સંદેહ નથી કે આ મારૂ લખાણ મારો પેહેલા યત્ન છે, માટે ખોડખાપણથી ભરેલું હોવું જોઇએ. તેટલા માટે વિનંતી કરૂં છું કે વિવેકી વાંચનાર તેવી ખોડ ખાપણને મુકી છુટશે અને બની શકે તો મને જણાવવાની તશદી લેશે. મારા આરંભેલા કામમાં મને શાદ બાનુઓ અને ગ્રહસ્થો તરફથી જે આશરો મળ્યો છે તેઓનો હું ઉપકાર માનું છું. અને ઉમેદ છે કે, ભવીષમાં પણ એવોજ આશરો આપશે.

## સુચના.

પ્રીયવાચક ! આ પુસ્તકની છેવટે દોહરાની ડાબી બાજુએ જે સિધી લાઇનમાં મોટા અક્ષરો લખ્યા છે તેમાં (એક પાપી પો-

તાનાંપાપનો પશ્ચાતાપ કરી પ્રભુ કને માફી માગે છે) હવે જમણી બાજુનાં સિધી લાઇનનાં મોટા અક્ષરો જેમાં (જવાર શંસ્થનનાં માજી દીવાન ભાગ્યશાળી પુણ્યવંત ખાન બહાદુર શેઠ કુવરજી શાપુરજી તારાપોરવાળાનાં ભાગ્યશાળી સુપૂત્ર કે જેવણ અવડાં કોહલાપુર શંવસ્થાનનાં દિવાન શાહેબ છે તેનાનું મુબારક નામ જોવામાં આવશે.

આ ગ્રંથને બહાર પડતાં અશુરૂં થયું હતું તેનું કારણ એ કે મારા એક લાયકીવાળા સુભ સલ્લાહકારી સ્નેહી મિત્ર ભાઈ **શેરાબશા એદલ પાલમકોટને** આ કામ સોંપવામાં આવ્યું હતું પણ તેવણનું લાંબા વખત એકાએક પ્રવાસે જવું થયાથી આ કામની ઢીલ થઈ હતી. તેની મને શુજ્ઞ ગ્રાહકો માફી બક્ષસે.

છેવટે મને બે બોલ બોલવાની ઉલટ થાય છે તે એ કે પ્રોય વાંચક આ મારા લઘુ ગ્રંથને વાસ્તે એજ મારા પરમાર્થી અને પરોપકારી લાયક મીત્ર મી० પાલમકોટે ટુક વખતની ટુક પીછાણમાં ટુકમા કેહેતા જે મેહેનત લીધી છે તે તેવણની લાયકી માટે આ પ્રસંગે હું બારા ખરા જીગરથી આભાર માનું છું. અને તેટલા માટે છાજતી મગરૂરીથી તેવણનું મુબારક નામ મારા નાહના ગ્રંથમાં સદા જાલવી રાખવાને યોગ્ય સમજું છું.

તારાપોર, તા० ૧ માહે માર્ચ શન ૧૮૮૭ — રચનાર.

# એક ઘાતકી સાવતર માતે ત્રણ નિર્દોષ સાવતર બાળ કોપર પાડેલી જફા.

અને

## પિતાનાં કાચા કાનથી થએલી દુઃખદાયક ખરાબી.

### વફા ઊપર જફા.

---

## એક વાર્ત્તા

---

### પ્રકરણ ૧ લું.

---

## પ્રિતીવંત જોડું.

આ શ્રૃષ્ટીની 'મહાયાત્રા' માં પરમેશ્વરે હરેકને જન્મ આપતી વખતે પતિ-પ્રિયાનું જોડું નેમીજ આપેલું હોય છે. અને તે જોડામાં તે કિરતારે બેહદ માયા (પ્રીતી)

મુકેલી હોએ છે. તેમાં પરમેશ્વરે બાળક તરફની માતાની પ્રીતી કંઇ અજાયબ જેવી મુકેલી હોય છે. માવતર કેવું કષ્ટ ભોગવી—કેવી વિપત્તી ખેંચી બાળકને મોટા કરે છે. બાળકો ઉપર પીતા કરતાં માતાની પ્રીતી હમેશ જ્યાદા હોય છે, અગરજો બાળક રડતું હોય તો પીતા કરતાં માતા આગળ ધસી જઇ તેને મોંટાં વહાલથી ગાલ ઉપર તથા હાથની હથેલીપર બોસા દઇ તેનાં નરમ માથા ઉપર હાથ પસવાસે છે ત્યારે તે ફિરસ્તાઇ ફરજંદ રડતું બંધ થઈ અતી ખુશીમાં છુટે છે. એવા જ્યારે માતા તરફનો પુર્ણ પ્યાર બાળક ઉપરથી ગુંમ થાય છે એટલે તેની પ્રીય માવતર સ્વર્ગવાસી થાય છે, ત્યારે તેની સંભાળને ફીજે તેનો પિતા ભારી વિચારમાં મસગુલ થાય છે. અને આખરે તેને બીજી પ્રિયા કરવી ભાગ પડે છે. એવા વખતમાં જો તેની પ્રિયા અને બીજી તરફથી કહું તો બાળકની સાવતર માત અદેખી, શખ્ત દિલની, ક્રુર અને ઘાતકી મળી હોય તો પછી તેવાં હિનભાગ્ય માતાં વગરના બાળકની શી દશા!

હવે એવાં હિનભાગ્ય માત વગરનાં બાળક ઉપર જો તેની સાવતર માત પ્રેમથી તથા વહાલથી જોઈ તેની સંભાળ લએ તો જગ્તમાં તેની વાખ્વાખી કેટલી થાય? અને પોતાના કુળને કેટલી શોભા આપે? હા! બેહદ આપે ખરી! પણ તેવી માવતર આ જગતમાં થોડીજ હોય છે. કે જે પતિ તથા ફરજંદ તરફનો તથા જગતના લોકનો પ્યાર તે જીતી શકે છે. હવે એવી માવતર જો સાવતર બાળકને મળી હોય

તો તેની સ્વર્ગવાસી થયલી માવતરને તે બાળક સ્મરણ કરી શકે ? નાં, કદી નહી. હવે તેથી જો ઉલટી ક્રુર, ધાતકી અને શખ્ત દિલની મળી હોય તો તે સાવતર બાળક સ્વર્ગવાસી થયલી માવતરને ડગેડગ યાદ કરે છે, અને મોટો હાયઅફ્સોસ ગુજારે છે! હવે એવાં હિનભાગ્ય માત વગરનાં બાળકો પરમેશ્વરે આ શ્રષ્ટીમાં ઉત્પન્ન ન કિધાં હોય તો કેવું સારૂ ? પણ તેમ નથી. પરમેશ્વરે જે કીધુ તે વાજબી અને બરહક છે. તેમાં તેને દોષ આપવો તિળમાત્ર લાગું નથી. જે લેખ આપણાં નશિબમાં વિધાત્રાએ માર્યા હોય તે કદાપી ટળતા નથી. તેથી જે બનવા કાળ હોય તે કદાપી ચુકતો નથી. એવાં હિણભાગય માત વગરનાં ત્રણ બાળકો ઉપર એક ધાતકી ક્રુર માવતર કેવી ભયભીત હાલત ગુજારેછે અને અંતઃકાળે તેનું કેવું ભયંકાર પરિણામ નિપજેછે તેનો એક અસર કારક દાખલો નિચે મુજબ છે.

નગર પુરીમાં 'કનકશીન' નામે એક માતબર ગ્રહસ્થ રેહેતો હતો તેની સ્ત્રીનું નાંમ ' લીલાવતી ' કરી હતું. તેને બે પુત્રો હતા એકનું નાંમ 'શાંત્યદાશ' અને બિજાનુ નાંમ 'હરીદાશ' કરી હતું. લીલાવતી હમેશ હસમુખા ચેહેરાની અને મિલનસાર હતી, જેથ ધરમાંના નોકરો ઉપર હમેશ દયાની નજરે જોતી. ઘરમાનો સર્વ કારભાર તે ઘણાંજ પોખ્ત વિચારથી ચલાવતી, અને પોતાના પ્રાંણનાંથને વધારે રંજની જેહેમતમાં તે નાખવા ચહાતી ન હતી. તે લાયકીવાલી (લીલાવતી) ભલી સ્ત્રી નેકીમાં ભરપુર—ઝબાંનની ખરી—અને દેખાવમાં ગોયા એક ચંદ્રમાં જેવી હતી. કજયો તે

કેવો હોય તે સમુલગી જાણતી ન હતી. પોતાનાં પુત્રોને હમેશ બોધરૂપી વચનોનાં પાઠ આપતી. અને નિતિનાં રસ્તે ચલાવતી. તે જોઇ એક દિવસે કનકશેન અતિ ખુશીમાં આવી બોલ્યો, પ્રિયા ! તું એક ખરેખર સદગુણનાં હીરાની ખાંણછે. કે જે ખાંણથી હું આજ હજારો સુખ ભોગવુંછુ કે તે ગોયા એક જીવતું બેહેસ્તછે ?

"પ્રાણનાંથ ! આમ શીદ બોલો છો" લીલાવતી શરમાઇને બોલી " હું આપણી નિચદાશીને આટલો મરતબો જોઇએ ?"

"પ્રાણપ્રિયા" ! બેશક જોઇએ. કનકશેન ઉસ્કેરાઇ આવી બોલ્યો "આ તારા ભલા સદગુણનો જો હું ઉપકાર ન માનીશ તો પરમેશ્વર નો મોટો અપરાધી થઇશ."

"પ્રાણઆધાર ?" એવું મુખ્ખવચન આપ કહિ ઓચરશો નહી. તેની પ્રાણપ્રિયા લીલાવતી બોલી. " અરે ? નિચ દાશીને આટલો મરતબો ? તમો છો તે એક મારા મનસે મોતા મરતબા બરાબરના છો ત્યારે એવા શબ્દો શીદ ઉચરી કાં મને શરમીનદગીમાં જીપલાવોછો. આપછો તેજ એક મને મોટો મરતબો—એજ મારી જીંદગી—એજ મારૂંધન—અને એજ મારી આશા—બિજુંજોશો તો કોઇનથી."

" પ્રાણપ્રિયા ? " આપણાં પ્રીતિવંત પુત્રો કયાંછે ! કનકશેન ચારે દિશાતરફ નજર કરી બોલ્યો. " શું તેઓ અંભ્યાસ કરવા નિશાળે ગયાંછે ? આજ શવારથી મેં તેઓને જોયા નથી વાસ્તે હે પ્રીતિવંત કોમળ ગામપ્રિયા ? તેઓને હેતથી હયાં બોલાવ. "

"પ્રાંણનાથ!" તેઓ નિશાળે ગયાછે. તેની પ્રાણપ્રિયા લીલાવતી બોલી "હવે નિશાળ છુટવાની વખત થઇછે અને તેઓ રસ્તામાં આવતા પણ હશે. ( એમ કરી લીલાવતી મોટી ઉલટમાં પોતાનાં પુત્રોની રાહા જોતી આગલા બારણા આગલ આવી ઉભી તેવામાં બેઉ પુત્રોનું ત્યા આવવું થયુ તેજોઇ બેહદ ખુશી થતી પોતાના પ્રણનાથ આગલ તેઓને લાવી કહયું ):—જોયા આપણાં આ શુકુમાર પુત્રો! કે જેઓ ઉપર જરા પણ દુઃખનો અંસ નથી તેથી તે કેવા પ્રફુલ્લીત ફુલની મિશાળ થઇ રહયા છે."

"પ્રિયબાળકો સત્યદાશ તથા હરીદાશ"? "મારા શપુત પુત્રો આ પાસેનાં પલંગ ઉપર બેસી વાતો કરો કે જેથી તમારા પોપટ સરખા મધુર વચનો શાંભળી હું ખુશી, થાઉ," તેનો પિતા કનકશેન મોટાં વહાલથી બોલ્યો.

"છત્રતાજ પિતાજી! તમારા પ્રેમીત શબ્દો જાણે મારા મનનેઆલ્હાદ આપતા હોય એવું મને ભાશે છે." શત્યદાશ ધિરજથી બોલ્યો, "જેવું પ્રેમીત મન મુજપર તથા મારા નાંનેરા ભાઇપર રાખો છો તેવું આપ હંમેશ રાખશો કે?"

"પ્રિય બાળક સત્યદાસ"! કાંન રાખીશ પુત્રો? કનકશેન ભારી અવાજે બોલ્યો, "મારા દેહાંતમાં જ્યાં સુધી પ્રાણ હશે ત્યાં સુધી હું તને તથા તારા નાનેરા ભાઇને સુખનાં હિંચોલા ખવડાવીશ. એતું સત્ય જાણજે."

"પિતાજી"! સુખનાં હિંચોલા ખવડાવશો? હરીદાશ લીન મન કરી બોલ્યો "પરમેશ્વર ન કરે ને જો મારી

વહાલી માવતર આગ્ગે જગતથી ગુમ (સ્વર્ગવાસી) થઇ હોય અને તે ઠેકાણે તમો બીજી પ્રીયા કરી લાવ્યા તો તમો હમોને સુખસાગરમાં રેહેવાદેશો? અને હાલ જે પ્રમાણે તમો હમારી સાથ બિન કપટથી વર્તો છે તેવા વર્તી શ કશો ?"

"પુત્ર હરીદાશ!" કાં ન વર્તીસ? કનકસેન દુઃખીત થઇ બોલ્યો, "શુર્ય—નારાયણે જે સુખ મને બક્ષયું છે તે મારી હયાતી સુધી કાયમ રહો. અને કાંઇ પણ ભય—ભીત દેખાવ મારી નજરે ન પડો, એજ હું તે ભગવાન કને બે હાથ જોડો માંગી લઉંછું. હે પુત્રો! આજ તને આવી બુદ્ધિ ક્યાંથી પ્રગટ થઇ! હવે એવા દુઃખીત શબ્દો ફરીથી પ્રગટ કરી મારા રૂદયને કંપાવીશ નહિ."

"પ્રાણનાથ!" પરમેશ્વરનાં બનાવ શિવાય આપણાં બોલ્યાથી કંઇજ થતું નથી. લીલાવતી કષ્ટી થઇ હોય એવી મુદ્રા કરી બોલી, "જે બનવાકાળ હશે તે કદી ચુકતો નથી વાસ્તે આગ્ગે ભાષણથી મારા સકુમાર બાળકો ઉપર કોપાયમાન થશો નહી. પણ આ સકુમાર પુત્રની વાંણી તેવો વખતતો ન બતાવે વારૂં? અગરજો તેવો પ્રસંગ બન્યો તો પછી આગ્ગે મારાં પ્રોતિવંત બાળકોની શી દશા! તેના શા હાલ! અરે ભગવાન! મારાં વહાલાં બાળકો ઉપર તેવો દુઃખીત વખત ન લાવીશ. એજ મારી તને વિનંતી છે."

"પ્રાણપ્રિયા !" એવી ભવિષ્યની દુઃખીત વાણી તું શીદ ઉચ્ચરે છે ? કનકશેન આંખમાં આંસુ લાવી બોલ્યો, અરે ! આ ભવિષ્યની વાણી મને કેટલો સંતાપ ઉપજાવે છે! (વધારે ચક્ષુમાંથી પાણી ખેરવીને) અરે ! ભગવાન ! આ ભવિષ્યની વાણી મારાં કુમળાં જીગરને કેવી ચાક કરે છે ! હે ભગવાન! શું મારૂં નશિબ દુર્ભાગ્ય થયું છે? મારી નશિબા દેવી મારી ઉપર દુઃખીત થઇ છે? મારો ચળકતો શીતારો શું શિંહા થયો છે ? (ધરતીપર માથુ ઠોકી) જળો આ જીંદગી ! બળ્યો આ સંસાર ! આ—એક સદગુણી પ્રિયા વગર."

"પ્રાણનાથ !" આવી ભવિષ્યની દુઃખીત વાણી શીદ ઉચ્ચરો છો લીલાવતી રડતાં ડચકાં ખાતી ખાતી કનકશેનનાં ગળે બાઝી બોલી, "આપ રડો નહી ! આપણાં મનમાં એવા ખાળી તરંગ ઉઠાવો નહી ! આપણી આ આંશુ બ રીત મુદ્રા જોઇ ખરેખર મારી ચસ્મોમાં પાણીનાં રેલાચાલે છે. મારાં વહાલાં બાળકો વિષેનાં હજારો વિચાર ઉત્પન્ન થાય છે. વાસ્તે કૃપા કરી આપ રડો નહી. આપણાં પ્રિતીવંત બા ળક તરફ નજર કરો, તેબિ આપણી એવી હાલત જોઇ બેઉ ભાઇઓ એકમેકને બાઝી કેટલો આક્રોશ કરે છે તે તરફ તો જુઓ? કેહતી છે કે,—"**જેની ગુજરે માત અકાળ—તેનાં જુરે બાળગોપાળ.**" તેમ હે પ્રાણનાથ ! પરમેશ્વર ન કરે ને જો મારૂં ભય—ભીત હાલતમાં મરણ નિપજે

તો આપે પ્રિતીવંત બાળકોને સંભાળી લઇ જેવા હાલે વર્તો છો તેજ પ્રમાણે વર્તી તેઓની સંભાળ લેજો. પરમેશ્વરની કૃપાથી જે મને હમેલ રહયા છે અને હાલ આઠમો માસ ચાલે છે અને દંનપર દંન મારી તબિએત બિગડતી જઇ મને આગાહ આપે છે કે તેમાં તું બચીશ નહી. (રડીને) ત્યારે મારા આ પ્રિતીવંત પુત્રોની કેવી દશા! (રડતી જઈ પુત્રોને ગળે લગાડી તેને દિલાસો આપે છે) શુકુમાર પુત્રો! હવે તમારી વહાલી માતને વધારે દિવસ જોવા પામશો નહી! જે લાડ-જે પ્રીત-જે મમતા-જે માંગવું-જે કરવું હોય તે સત્વર કરી લેઓ. એજ મારૂં છેલ્લું માંગણું છે. મારા ગયા બાદ તમારો પિતા તમને સંભાળી લેશે."

પ્રિય વાંચનાર! એવી ભય-ભીત ભવિષ્યની વાણીથી કનકશેનની પ્રિયા (લીલાવતી)ની તબીએતમાં એકાએક બિગાડો થયો. જેથી પાસેના ઓરડામાં એક પલંગ હતો તેપર જઇ સુતી અને પોતાનાં વહાલા ફરજંદોને પાસે બેસાડયાં. અને કનકસેન ખુરસી લઇ કને બેઠો. હવે હયાંથી કનકશેનનો શેતારો શિંહા થયો અને ચારે તરફ ભારી બિગાડ થવા લાગ્યો. મધુરસ શેહરમાં જે એણે બોહોળો વેપાર ચલાવ્યો હતો અને તેમાં જે ગુમાસ્તા રાખ્યા હતા તેમાંનો "દયાળદાશ" કરીને હતો તેણે એક લક્ષ રૂપીયાની ચોરી કરી છુપો રસ્તો લીધો. એ ખબર જ્યારે કનકશેને

સાંભળી ત્યારે અતી દુ:ખીત થઇ હાય–અફશોશ ! કરવા લાગ્યો. બીજી તરફથી તેની પ્રાણપિયા આજારી પડી.

"પ્રાણપ્રિયા"! કનકશેન અતિ દુ:ખીત થઇ બોલ્યો, "હવે ખચિત મારો સેતારો બરગસ્ત (માઠો) થતો જાયછે. અને આગળ ચાલતાં હું કેવી ભય–ભીત હાલતમાં આવી પડીશ તે હું આજકહી શકતો નથી. હવે મધુરસ શેહેરમાં મને ગયા વગર બીલકુલ રસ્તો નથી. અગર હું ત્યાં નાડી જઇશ તો ત્યાં પાછું શું અંધકાર થઇ રહેશે તેનો ભરોશો નથી. વાસ્તે તારી પાસ હું દશ દિવસની રજા માંગું છું. કે તે અરસામાં હું પકો બંદોબસ્ત કરી ત્યાંથી પાછો ફરીશ."

પ્રિય વાંચનાર એવી વાતચીત ત્યાં ચાલી રહી છે. તેવા-માં લીલાવતીની તબીએતમાં અતિશય બેગાડો થયાથી તે વધારે તાસ–ત્રીસ કરવા લાગી. અને થોડા વખતમાં થંડ-ગાર થઇ જઇ બેશુદ્ધ હાલતમાં પડી. (તે જોઇ કનકશેન ગભરાઇને–)

"પ્રિય માતા"! દોડો! દોડો! કનકશેન થરથર કાંપ-તો ધ્રુજતો બોલ્યો, "મ–મ–મારી પ્રિયા બેસુદ્ધ થઇ ગઇ છે! બ–બ બોલતીપણ નથી. હાથ પગ જ્યાંના ત્યાં સ્તબંધ રહ્યા છે. (અકલાઇને) કોકને વૈદ્યરાજને તેડવા મોકલો."

"બેટા કનકશેન"! ગભરાઇશ નહી, તેની માતા

મૈનાવંતી એક ઓરડામાં બેઠી હતી ત્યાંથી ધાભરી પડી દોડતી આવી બોલી, "ધીર ધર! સુર્યનારાયણ આપણી વારે આવશે. મેં વૈદ્યરાજને તેડવા મોકલ્યો છે તે સત્વર આવી પોહોંચશે. તેટલામાં હું રેતી ગરમ કરી લાઉં છું (એમ કહી રેતી ગરમ કરવા સત્વર દોડી ગઇ.) રેતી ગરમ કરી લાવી મૈનાવંતી વહુની છાતીએ શેક કરે છે. તેટલામાં વૈદ્યરાજ આવી પોહોંચ્યો.

"વૈદ્યરાજ"! આ કેવી ભયભીત હાલત! કનકશેન માથે હાથ લગાડી અફશોશ નાખી બોલ્યો, "જરા નાડી તો તપાશો? અરે! આ કેવો દુષ્ટ રોગ? હું ધારૂચ કે આ 'યમ રોગ' તો ન હોય? ખ-ખ-ખચિત, તેમજ મને ભાસે છે. અરે દુષ્ટ, ચંડાળ, ઘાતકીરોગ! મારી પ્રાણ પ્રિયાને સંતાવવા તું ઉત્પન્ન થયો હતો કે શું? (વધારે વિસ્મીત થઈ) મારી નિર્દોષ પ્રાણ પ્રિયાના આ હાલ! આ દશા!"

"કનકશેન!" અકલાઇશ નહી, તારી પ્રાણ પ્રિયા શત્વર સારી થશે. વૈદ્યરાજ ખુશી થઈ બોલ્યો, "આ નિર્દોષ અબલાએ વધારે સંતાપ કીધાથી તેની હાલત એવી ભયભીત થઇ છે, પણ ચિંતા કરવા જેવું કશું નથી."

"વૈદ્યરાજ"! મારે મધુરસ શેહરમાં ઘણું અગત્યનુ કામ હોવાથી, આવી મારી પ્રિયાની ભયભીત હાલત જોઇ જતો હું અટક્યો છું. કનકશેન લીન મુદ્રા કરી બોલ્યો.

"હવે કશી ચિંતા કરવા જેવું છે? તેમ હશે તો સત્વર કહી દો, છુપાવવાનું બિલકુલ કારણ નથી."

"કનકશેન"! ચિંતા કરવા જેવું કશું કારણ નથી. વૈધરાજ ધીરજથી બોલ્યો. "પરમેશ્વરનો જે બનવા કાળ હશે તેમાં વૈધરાજ બિચારો શું કરી શકશે? શું તેમાં તે જીવ મુકી શકશે? અગર તેમ જો હોત તો મરવા શું કામ દેત. (ખુરશી ઉપરથી ઉઠી) ભયભીત હાલત ઉત્પન્ન કરનાર એવી નાડી હું આજ દેખતો નથી! વાસ્તે સુખેથી તમો જ્યાં જવા ચાહાતા હો ત્યાં સિધારો. હું હવે રજા લેઉં છું. એમ કહી વૈધરાજ ત્યાંથી પધાર્યા,"



## પ્રકરણ ૨ જું.

# ઉપકારનો બદલો અપકાર.

"પ્રાણ પ્રિયા"! મારૂં કેટલું નુકશાંન થયું છે તે તને ખબરતો હશેજ! કનકશેન કપાળે હાથ અડાવી બોલ્યો, "અરે દુર્ભાગ્યનશીબ! મારો દયાળદાશ બેવિશ્વાસુ મુનીમ તું મારે હાથ ન લાવી શકશે? અલી! હવે મને વધારે વખત ન રોકતાં સત્વર જવાની રજા આપ. મારા બોહલા વેપારમાં ત્યાં શું અંધા-ધુંધી થઇ રહી છે-મુનીમો કેવા બેવિશ્વાસુ થઇ ગયા છે-વિશ્વાસ રાખવો હવે તે ઉપર મુના-સીબ નથી. પણ કરવું કેમ? મારા હત ભાગ્ય નશિબાએ

મને એક ઊંડા દરિઆવમાં ઝીપલાવ્યો છે. કેહેતી છે કે,–
'પડતીપર પચાસ' તે કેહતી આ ઠેકાણે મને લાગું પડે
છે. તને હું છોડી જાઉં અને પરમેશ્વર ન કરે ને જો પાછો
તારી તબીએતમાં બિગાડો થયો તો પછી''—

*                    *                    *

પ્રીય વાંચનાર ! કનકશેનની ભવિષ્યની લાંધણી તેનાં
ઠાલી મનમાં કેવા વિચાર ઉત્પન્ન કરે છે તે જુઓ.

અરે ! મારા ગયા પછી જો તેની તબિએત વધારે
બિગડી અને તેમાં મૃત્યુ થવાનો ભય હોય–અગર વધારે
ભયભીત હાલતમાં પડી રીબતી હોય તો તેની ખબર મને
શી થઈ શકશે ? તેવા વખતમાં તેને સાહયતા કોણ કરી
શકશે ? મારી પ્રીતિવંત માતનાં બુઢ્ઢાપણાનાં વખતમાં તેવણ
શું જેહમત ખેંચી શકશે ? નાં, નાં, કદી નહી. અગરજો
કંઇ બુરો બનાવ બન્યો તો તે જોઈ મારી મા શું કરી
શકશે તેનો ભરોસો નથી. ત્યારે કરવું કેમ ? બુરા વખતમાં
મારાં પ્રિય બાળકોની શી દશા થશે ? તે જ્યારે રડશે ત્યારે
તેઓને કોણ મનાવશે ? તેઓનાં માથા ઉપર પ્રેમ રસીત
સુંદર હાથ કઇ માતાનો ફરશે ! અરે દુર્ભાગ્ય નશીબ !–
અંતે મને તું ધુળમા મેળવવા ચાહેચ ? ( ટેબલ ઉપર જોર
થી હાથ મારી ) ત્યારે તો આ મારો શંશારજ બળ્યો !
તકદીર ફુટી !–અને જીંદગીની અંજલ આવી.

"પ્રાણનાથ"! કદાપી વિલાપ કરશો નહી. તેની પ્રીયા

લીલાવતી ધીરા અવાજથી બોલી,–" સુર્ય–નારાયણ પાસ દુવા ચાહો કે તમારી પ્રાણપ્રીયા આવા ભારી દુખ માંથી છુટે અને તમારો નિમકહરામ મુનીમ તમારા હાથે લાગે. ( પ્રાણ નાથ તરફ ફેર ફરીને ) તમો મુજને લીધે કશી પણ ચિંતા કર્યા વગર આપ આપણા કામે પધારો. અને તેમાં તમે ફળરુપ થાવો એજ મારી ખાલેશ દિલની દુવા છે તે તમને આમીન–આમીન–થાઓ !"

"પ્રાણપિયા"! તારી પ્રકૃતી જરા હુસ્યાર થએથી હું જઇશ. કનકશેન પોતાનાં બાળકો જે પાસે ઉભાં હતાં તેએને ગળે લગાડી બોલ્યો." "હું નહી ધારી શકતો કે તારી પકૃતીમાં સુધારો થાય. મને મારા વિશ્વાસુ મુનીમનો આવો બેવફાઇ ભરેલો પ્રસંગ મારીપર ન પડયો હોત તો હું એવા પ્રશંગમાં તને છોડી હું ન ગયો હોત! પણ લાચાર છું, કે મને ગયા વગર છુટકોજ નથી" ( માતા મૈનાવંતી તરફ આંગળી કરી) "તમો શું ધારી શકો છો? મારી પ્રોયા શું આ દુઃખમાંથી ઉઠશે?"

"બેટા કનકશેન"! તારી પ્રીયાને વાસ્તે લેશભાર ચીંત' ન બાળગતાં તું હયાંથી જા. મૈનાવંતી ધીરજથી બોલી." "ત્યાં શું અંધઃકાર થઇ રહયો હશે ! મુનીમોએ કેવું ઘોટાળુ કરી મુકયું હશે! માલ–મત્તાની શી ખરાબી કીધી હશે! અરે! નિમકહરામ નિચ કુત્રા દયાળ! જેણે તારી સાથ ભલી ભલાઇ કીધી તેને આવો લતીજો દેખડાવ્યો કે? અફશોશ હોજો તારી જીંદગીપર! અને જનત માતની કુખપર! કહેતી છે

કે :-"ચોરની હાંડલી શિકે ન ચઢે." તે ચોરીનાં પૈસાથી તવંગર થવા માગશે પણ સર્વ શાક્ષાત જે 'ભગવાન' તે તેને એવા ઉંડા ખાડામાં ઉતારશે કે તે વખતે તેને ભારી પશ્ચા-તાપ કરવો પડશે. અને તેની કરણીનાં ફળ તેને ચાખવાં પડશે. (વધારે ચીરડાઇને) મુજી ખરચો એવાં કાળાં કરતુક કરવા ક્યાંથી શિખ્યો ? મારા પુત્રને શતાવી તું સુખી થઇશ કે ? નાં કદી નહી થનાર."

"માતા મૈનાવંતી" ! આટલો ખેદ શું કરવા કરો છો? કનકશેન માતાને ધીરજ આપી બોલ્યો. "કંઇજ ખેદ કરવાનું કારણ નથી. તે ચંડાળ પોતાને ફળે પોહોંચશે."

"પીતાજી" ! માતાની તબીએત હુસ્યાર થયા પછી આપ પધારશોનાં? સત્યદાશ ગલે બાઝી બોલ્યો. "માતાની પ્રકૃતીમાં ન ધારેલો બનાવ થઇ ગયો ને જોઇ હું અતિ-અંત દલગીર છું. (માતા તરફ આંગલી કરી) આ મારી વહાલી માવતરની તબીઅત જલદી સારી થાય એવાં ચાંપતા ઇલાજો કામે લગાડવા જોઇએ."

"સત્યદાશ"! આટલા દિવસ થયા તું તારી નજરે તો જોતો હશે! કનકશેન બોલ્યો." વૈદ્યરાજ ઘણી સારી દવા આપે છે તેથી તેની (લીલાવતી) ની તબીએતમાં જલદી સુધારો થશે એવું મને ભાસે છે. અને તે સત્ય છે."

"છત્રતાજ" ! કૃપા તે ભગવાનની! સત્યદાસ અતિ ખુશીમાં હોય તેમ બોલ્યો. "હાલ મને પણ તેમજ ભાસે છે. (લીલાવતી સત્યદાસને પાસે તેડી ચુંબન કરી) આહા!

એ કેવી મધુર ચુંમી ! હમેશ તપજો તમારૂં 'સુખ-શાંતી'નુ તાજ મારા છત્ર ઉપર !"

"સત્યદાસ"! આ તારા મીઠા મધુર શબ્દો ગોયા આ જીવને જીવતાં જીવત સ્વર્ગપુરીમાં મોકલ્યા બરાબરના છે. લીલાવતી અતી ખુશીમાં ઉઠીને બોલી. "ખરેખર આ તારા મીઠા મધુર શબ્દોથી મારી માંદગી અર્ધી દફે થઈ છે. ને જાણે મારામાં તાકાત આવી હોય એવું મને ભાસે છે. (બેઉ પુત્રોને કોટી કરી) શૂર્ય-નારાયણ તમને ઘણું સુખ આપો અને સુખ શાંતીમ હમેશ પળોટાયલા રહો એજ મારૂં માંગવું તે સર્વ સાક્ષાત ભગવાન કને છે."

"પ્રાણનાથ"! મારી તબીએત 'દંનપરદંન સૂધરતી જાય છે. લીલાવતી કનકશેનના ગળે બાઝી બોલી. "આપ સૂખે-પધારો. આપે નિચ્ય દાશીનાં લીધે લેશભાર કાળજી બાળ ગવી નહી.'

"પ્રાણપ્રિયા"! હું આજ રોજે શર્વે તૈયારી કરી કાળ રોજે જવાની પૈરવી કરીશ. કનકશેન ખુશીમાં આવી બોલ્યો. "આજ તારો હસમુખો ચેહેરો જોઇ બેહદ ખુશી મુજને ઉપજી કે તેવી ખુશી કોક દિન ઉપજી નહશે ! એમ કહી કનકશેને મધુગશ શેહેર જવાની તૈયારી કીધી."

"મૈનાવંતી"! હું કાળ રોજે મધુરસ શેહેરમાંજવાનો ઇચ્છા રાખું છું કનકશેન નમ્રતાથી બોલ્યો. "તેથી આપે મારી પ્રાણ પ્રિયાની સારી જતન ચાકરી કરવી. (બાળકો તરફ આંગળી કરી) અને તે સાથ આ પ્રાંતિવંત બાળકોના પણ કરવા."

## પ્રકરણ ૩ જું.

# કનકશેનનો બરગસ્ત સેતારો-
# લીલાવતીનું મરણ.

"જ્યાં ન પોહોંચે તારો શીતારો-
ત્યાં કોણ ચાહે તને પાર ઉતારો ?"

"મૈનાવતી"! હું આપણો ચરણાંકિત દાસ જવાની રજા માંગુચ. કનકશેન માતાને પગે પડી ચુમી દઇ બોલ્યો. ‘ આજ્ઞા છે પ્રિય માતા ?"

"કનકશેન"! આજ્ઞા છે મારી તુજને મધુરસ શેહેરમાં જવાની. મૈનાવંતી બોલી. "સત્વર જઇ ત્યાં તારો પાકો બંદોબસ્ત કરી સત્વર પાછો ફરજે. અને તારા નિમક હરામ મુનીમને પકડી તેને યોગ્ય શિક્ષા કરાવજે." ( એવી વાતચીત થયા પછી કનકશેન પોતાની પ્રીયા ( લીલાવતી )ના ઓરડામાં ગયો. )

"પ્રાણપ્રિયા! મારા ગયાથી તૂં ખેદ માં કરીશ. કનકશેન પ્રિયાને કોટી કરી ગદગદીત કંઠે બોલ્યો. "હું સત્વર પાછો તારી ભેટ લઇશ, હવે મને ખોટી ન કરતા સત્વર જવાની રજા આપવી."

"પ્રાણનાથ"! આપણા સધાવ્યાથી મુજને બિલકુલ ચેન પડશે નહી. લીલાવતી પ્રાણનાથને ગળે બાઝી બોલી. "આ રાજ્ય મંદિર જેવું ઘર સ્મશાનની મિશાલે મુજને

ભાસસે! ચિત્ ઉદાસમાં રેહેશે! બાળકો તમારી રાહ જોશે! બબ્બ આપે કૃપા કરી પાછું સત્વર પધારવું!"

"પ્રિય પુત્રો"! હું હવે રજા લઉં છું. કનકશેન પુત્રોને ગલે લગાડી બોલ્યો. "તમો તમારી વહાલી માવતરની બરદાસ્તમાં રહી તેની જતન ચાકરી કરજો. એજ મારૂ છેલું બોલવું છે."

"પીતાજી"! હમો બેઉ ભાઇઓ માવતરની સારી બરદાસ્ત રાખી તેની જતન ચાકરી કરીશું. હરીદાસ બોલ્યો. "હવે આપ શિધારો."

પ્રીય વાંચનાર! હવે કનકશેન પોતાનાં તેજી ઘોડાપર સ્વાર થઇ એડ મારી તેને આગળ ચલાવ્યો અને થોડા વખતમાં એક બિહાબાન જંગલમાં જઈ પોહોંચ્યો. ત્યાં પરમેશ્વરનું કરવું એવું થયું કે તેનું માથું એક ઝાડની ડાળીએ લાગાથી તેની પાઘડી પડી જવાથી તેના માથામાં સખ્ત લાગું અને ચક્ષુમાં તમર આવી તે ઘોડા ઉપરથી નિચે તુટી પડયો પણ પેલો નિમકહલાલ કનકશેનનો ઘોડો ત્યાંથી નાહાસી ન જતાં પોતાનાં ધણીને પોતાનાં માથાથી પસવાળવા લાગ્યો અને તેનાં બોલાપર પોતાનું માથું મુકી તેને ધીરજ આપતો હોય એવી મુદ્રા કીધી. થોડો વખત ગયા બાદ કનકશેન પાછો ઘોડાપર સ્વાર થયો અને અતિશય ખિન્ન થઇ પોતાનાં મન સાથ વાત કરવા લાગ્યો કે, ખચીત મને અપસકુન થયો છે. મારૂં અંતરયામ દિલ થરથર કંપે છે! હે ભગવાન! કંઇ નવી આફત મુજપર આવશે ખ

રી એવું ચિન્હ એ અપસુકન આપે છે. એવા વિચારમાંને વિચારમાં તે કનકશેન છઠ્ઠે દહાડે મધુરસ શહેરમાં દાખલ થયો અને પોતાનાં ઘરે ઊદાસ મોંજ દાખલ થયો તે વખતે તેનો વડો મુનીમ પેઢીપર બેસી ચોપડો લખતો હતો (તેની તરફ કનકસેને નજર કરી)—"પ્રીતીદાશ!" અરે! તે નિમકહરામ મુનીમ (દયાલદાશ) કયાં નાહાસી ગયો? કનકશેન જાણે ભારે ગુસ્શામાં હોય તેમ બોલ્યો. "તેનું છુપું કામ શું તારી નજરે નહી પડયું હતું? તુને મેં વડા મુનીમ દાખલ રાખી જે વિશ્વાસથી સર્વે કારોબાર સોંપ્યો તેનો લતીજે તેં મને આવો દેખડાવ્યો? કંઈપણ તારૂં કાવત્રું છે એમાં કંઇ શંદેહ નથી."

"શેઠ!" મારો એમાં કંઇજ અપરાધ નથી. વડો મુનીમ કનકશેનનાં પગપર માથુ મુકી બોલ્યો. "તે વાતથી હું તદન અંજાણો છું. અને તે શાથ નિરપરાધી છું તેનું આવું ભેદભરેલું કાવતરૂં જો મારા કલ્યામાં આવ્યું હોત તો આવો પ્રશંગ આપ શેઠને આવ્યો ન હોત. પણ ભવિષ્યની વાતમાં કોઇ જાણીતું નથી. અગર હું જો તેનું કાળુ કરતુક પિછાનત તો હું નાહનકડો પરમેશ્વર કેહવડાવત. વાસ્તે શેઠ! મારી જે કશુર થઇ હોય તે મને માફી બક્ષી તે નાપાક ચંડાલ ગુન્હેગારને પકડવાની યોગ્ય તજવીજ રાખવી. હું તેની શોધમાં છું પણ કોઈ જગ્યાએ તેનો પતો લાગતો નથી.

"પ્રીય વાંચનાર!" હવે કનકશેન તે બદખશલત ના-

પાક મુનીમની ઘ  જ બારીકાઇથી તજવીજ  કરવા લાગ્યો. આખર તે મુનીમનો પતો શોધી કહાડી પોતાનાં તેજી ઘોડા ઉપર જીન નાખવાનો હોકમ ચાકરને કીધો, અને પોતે તૈયાર થઇ ઘોડા ઉપર બેસવા જાય છે તેવામાં તેની નજર એક કાસદ ઉપર પડી. કે તે કાસદ પૂર જોશથી દોડતો જીવ નાખતો તેની તરફ આવે છે એવો મામલો જ્યારે કનકશેને જોયો ત્યારે તેનું આખું શરિર થરથર કાંપવા લાગું અને ઝબાન પણ ઉપડે નહી એવી થઇ. તેવામાં તે કાસદે આવી સલામ કરી કનકશેનનાં હાથમાં એક કાગળ આપ્યો.

"વાંચનાર"! તે કાગળ શાનું હતું.

અરે! તે કાગળ તો તેની દુઃખી પ્રિયા (લીલાવતી)ની અતિં માંદગીનું હતું. અને તેને સત્વર બોલાવવા વિષે તેમાં તાકીદ ફરમાવેલી હતી. ખચિત બિચારો દુર્ભાગ્ય કનકશેન! તે કાગળ વાંચી એક ભારી અફશોશ નાંખી આંખમાંથી નવજાર આંસુ બેરવી પોતાના તેજી ચાલનાં ઘોડા આગળ આવી તેની પીઠ ઠોકી કહયું, મારા નિમકહલાલ બિરાદર! મારી પ્રાણપ્રિયાનાં ભય-ભીત સમાચાર મુજને મલ્યા છે જેથી હું ભારે દલગિર છું. અને વખત જતે તેની માંદગીમાં શું ફેરફાર થઇ જશે તે હું આજ કહી શકતો નથી. તેથી હે વફાદાર મારા પ્રિય ઘોડા! મારા બેઠા પછી તારે જેમ જલદી જવાય એટલી ચાલાકી વાપરવી. અને એવા વખતમાં શ્રી ભગવાન તને સાહય થઇ તારા અંગમાં અતિશય જોર આપો. એ માંગણું તે પ્રીતીવંત ભગવાન પાસ

મારૂ છેલું માગી લેઉં છું. એમ કહી પોતાનાં વડા મુનીમને સારો બંદોબસ્ત રાખવા વીશે ફરમાવી શ્રી ભગવાનજીનુ નામ લઇ ઘોડાપર સ્વાર થયો.

અરે બિચારો બચિત દુર્ભાગ્ય કનકશેન ! એવી ભય-ભીત હાલતમાં આવી પડયો છે, અને પોતાનાં આવવા વીષે ભારી પશ્ચાતાપ કરે છે પણ હવે પ્રીય વાંચનાર ! તે શું કામનો ? એવી દુઃખીત ભય-ભીત હાલત તેના ઉપર આવી પડશે એવું તે જો જાણત તો તેની અત્યંત પ્યારી પ્રાણ-પ્રિયાને કદી છોડી તે મધુરસ શેહેરમાં આવત નહી. પણ જે બનવા કાળ હોય તે કદાપિ ચુકતો નથી. વિધાત્રાનાં લેખ કદાપિ મિથ્યા જતા નથી. હવે તે બિચારો દુર્ભાગ્ય કનકશેન પોતાનાં ઘોડાને એડ-એડ કરી આગળ ચાલ્યો તેવામાં દુરથી તેની નજરે એક બીજો કાશદ પડયો. તે પણ ભારી ચપળતાથી જીવ નાંખી દોડતો-દોડતો ( કાશદ કનકશેનને ઓળખતો હોય તેમ મોટેથી બોલ્યો, ) અએ શેઠ ! તારા તેજી ઘોડાને આટોપ-અને જરા કાન ધરીને મારી વાત સાંભળ. તારી પ્રેમ પ્રિયા અંતની ઘડી ઉપર આવી રહી છે અને મુખથી પ્રાણનાથ ! પ્રાણનાથ ! એમ ઓચરે છે. હજુ ન આવ્યા કે ! અરે ! જયારે હું આ દુન્યાથી ગુંમ થઇશ ત્યારે મુજ કને આવેલા શું અર્થના ? તેથી હવે સત્વર તમારા તેજી ઘોડાને વધારે તેજીપર લાવી જેમ સત્વર તમારી પ્રાણપ્રિયાની ભેટ થાય એમ કરો. એ વાત સાંભળી કનકશેનના દુઃખનો પારજ રહયો નહી. અને

પોતે નવજાર આંસુએ રડી પોતાનું માથુ ઘોડા ઉપર નાંખી હિર્યે-નારાયણુને વિનવા લાગ્યો કે હે શ્રી ભગવાન! હે શંકર! હે દયાનાથ! હે કૃપાળુ સાગર! મારી પ્રાણપ્રિયાની મુખચ્ચેં-મેં જોઇ તેની સાથ એક વખ્ત વાત કરૂં તેટલી ઘડી હે 'કૃપાળુનાથ' મારી પ્રાણપ્રીયાનો જીવ તેનાં દેહાંતમાં રાખવો! 'લખ્યા લેખ કદી મિટતા નથી.' પણ એક વખ્ત મેઠી થઇ મારા અંતરયામ દિલનો પરદો ખુલ્લો કરૂં એટલી ઘડી તું બક્ષજે.

"પ્રીય વાંચનાર"! કનકશેને મોટી જેહમત તથા રંજ ખેંચી છ દીવસનો રસ્તો ત્રણ દિવસમાં કાળી રાતનાં નવ વાગે પોતાને મકાને જઇ પોહોંચ્યો. તે વખ્તે પોતાની પ્રાણપ્રીયાનાં ઓરડામાં જઇ જોએચ તો તેની પ્રાણપ્રીયા પ્રાણનાથ! પ્રાણનાથ! આ તમારા વહાલા બાળકોને સંભાળો! એવી લીન વાણી કનકશેને તેની સાંભળતાંજ એકદમ તેને ડીબો ભરાઇ આવ્યો અને પોતાની પ્રાણપ્રિયા પાશે બેસી કહ્યું,-"પ્રાણપ્રિયા"! આ તારા દુઃખી ભરથારને જો! કનકશેન તેની છાતી ઉપર ભાર ન લાગે તેમ માથુ મુકી બોલ્યો. આ તારા હાળ; આવું તારૂં દુઃખતું! આ તારી દશા!

"પ્રાણનાથ"! પ્રાણ આધાર! જીંદગીના હાર!

અરે! એ મારી પાસ કોણ બેઠું છે? લીલાવતી પોતાનાં દુઃખતાંનાં વમળમાં બોલી. શું પ્રાણનાથ હજુ નથી આવ્યા?

"પ્રાણનાથ"! શું મુજને તું નથી ઓળખતી!

કનકશેન આંખમાં આંસુ લાવી બોલ્યો. આ તારી પાસે બેઠેલો તે તારો પ્રાણનાથ !

"પ્રાણનાથ"! હં સમજી, હું તમો મારા હૈડાના હાર છો! લીલાવતી પાસે જે બાળકો બેઠેલાં હતાં તેની તરફ આંગળી કરી બોલી. "આ તમારાં વહાલાં બાળકોને સંભાળો. હું હવે થોડા વખતની છું. ભગવાનની મરજી એવીજ થઇ હશે! તેની આગળ કોકનો ચારો નથી. (ડચકાં ખાતી બોલી) મારાં વહાલાં બાળકો એક મને આખરની કોટી કરી બોસા દિઓ. એમ કહીને તે વહાલાં બાળકોને પાસે લઇ કોટી કરી નવજાર આંસુએ રડવા લાગી. પ્રાણનાથ! જોજો હં કે! આ મારાં પ્રીતીવંત બાળકોને. કે કોક દહાડે પણ એઓએ દુ:ખ જોયલું નથી. આ મારાં બાળકો સમજુ અને સ્યાણાં છે. તેથી મારા ગુજરવા પછી એઓને શોક કરવા બીલકુલ દેશો નહી. એઓને વહાલથી રાખી મારૂં સ્મરણ ન થાય એવી યોગ્ય તજવીજ રાખજો. (માથા ઉપર જોરથી હાથ મારી રડતી જઇ બોલી) મારા ગુજરવાથી મારા બાળકોનો શો હાલ થશે? કેવી કેવી વીપતીઓ તેઓ ખેંચશે! શા હાળ તેઓપર ગુજરશે? કેવાં ભારી જેહમતોમાં તેઓ ગરકાવ થશે? ઓ ભગવાન! આ નાનેરાં બાળકો તરફ જોઇ કંઇ કરૂણા કર! અને આએ ભારી દુ:ખતામાંથી મને ઉઠાડ! નહીતર મારાં વહાલાં ફરજંદોનો કેવો હાલ થશે તે હું આજ કળી શકતી નથી. તેઓને બીજી માવતર કેવી મળશે! અરેરેરે! મારી ખુશીનું ઝહાજ દરીઆવના વમળમાં બુડયું! અરે શ્રી

ભગવાન આ મારી કેવી દશા! (બાળકો તરફ નજર કરી) અરે પ્રીય બાળકો હવે પછી તમારી માવતરની સુરત જોવા પામશો કે!"

"પ્રાણપ્રિયા"! જરા ધીરજ રાખ. કનકશેન ભારી દલગીર થઇ બોલ્યો. "અને તારા વાહાલાં બાળકો તરફ જો. તે કેવાં ભયથી ઉજલાં શફેદ પુણી જેવાં થઇ ગયાં છે. તેને જરા ધીરજનાં શખુન તો કેહે?"

"પ્રાણનાથ"! હવે કહયા શખુનો? લીલાવતી આંખમાં આંસુ લાવી બોલી. "ભગવાનની એવીજ મરજી હશે! પણ સંભાળજો હં! મારા પ્રેમ રસીત બાળકોને!"

."પ્રિય વાંચનાર"! લીલાવતીએ હમેલની પીડાથી ભારી કષ્ટ પામી એક છોકરીનો જન્મ આપ્યો. પણ તેજ હીનભાગ્ય પુત્રી તેનો જીવ લેનાર એક યમ હતી. એમ કહીશું તો કશી હરકત નથી. એક કલાક ન ગુજર્યો હશે તેટલામાં લીલાવતીની તબીએતમાં એકાએક ભારી ધ્રભગટ થયો તેથી તે ભારી તાશ-વીશ કરવા લાગી. જેથી આખા ઘેરમાં મોટો ધભરાત મચી રહયો. ત્રણ ચાર વૈધરાજો આવી તેની તબીએત તપાસવા લાગ્યા, અને હજારો ઇલાજ અજમાવી જોયા પણ એકે કારગાત લાગો નહી. મરવાને પાંચ મીનીટ રહી છે તે અરસામાં પોતાનાં વહાલાં બાળકોને પાશે તેડી વહાલથી તેને ચુંબન લઇ કહ્યું, બાળકો આએ તમારી છેલ્લી મુલાકાત છે (પ્રાણનાથ તરફ આંગળી કરી) સુખમાં રહી આ બાળકોને સંભાળજો. કોક તેઓનાં હાથે

જો ગુનાંહ થાય તો તેઓને તરછોડી કહાડશો નહી. (પોતાની વહાલી સાસુ તરફ આંગલી કરી) પ્રીય સાસુ! હું હવે રજા લઉં છું! સુખી થજો! મને માફ કરજો! એમ કહી એક હાથ પ્રાણનાથની તરફ અને બીજો હાથ પોતાનાં વહાળાં બાળકો તરફ કરી સ્વર્ગવાસી થઇ.

હવે આ હેવાલ વાંચ્યાને આપણને પાંચ મીનીટ તો ન થઇ હશે પણ એક ક્ષણભરમાં આ કેવો ભય-ભીત દેખાવ! બિચારી નિર્દોષ પૂત્રી જન્મતાંજ માતા વિનાની થઇ! માતાનું મીઠું મધુર જેવું દૂધ તે પણ એક ઘોત પીવા પામી નહી! અરે! આ કેવી હિનભાગ્ય પૂત્રી! તે બિચારીને એક જુલામાં નાંખેલી છે અને તે ત્યાં "ઉઆં-ઉઆં" કરી મોટેથી રડે છે. તો પણ કોઈ તેની દાદ લેતું નથી. સર્વેનું ધ્યાંન મરનાર લીલાવતી તરફ લાગેલું છે-બાળકો પીતાનાં ગળે બાઝી મોટેથી રૂદન કરે છે- અરે! કનકશેનની આ કેવી ભય-ભીત દશા! ખચીત બિચારો દુર્ભાગ્ય કનકશેન પ્રિયા વિનાનો થયો! મૈનાવંતી વહૂ વિનાની થઇ! બાળકો માત વિનાના થયાં! સર્વે એશ કુટુંબીઓએ દલગીરીનો શાયો પેહેરી મરનારનાં ગમમાં શરીક થયાં! અરે જમરા એવું કરવું તને ઘટારત હતું? ખચિત તે કનકશેનનાં હાથમાંથી સુનાં સરખું રત્ન જુટાવી લીધું! અરે! આ કેવો દેખાવ! આ કેવી આફત! હવે લીલાવતીનું શબ* સ્મશાનમાં લઇ જવી વખતે કનકશેનનાં દિલમાં દુઃખને કેટલો ઉભાળો આવ્યો હશે તે પ્રિય વાંચકેજ વિચાર કરવો

---

* મુરદું.

## પ્રકરણ ૪ થું.

# કનકશેનની માઠી અવસ્થા.

### દોહરો.

દંડ કરે સરકાર તે, સૌ કો જાણે લોક;
અહ દંડત તે કો નહિ, જાહેર જાણે લોક.

પ્રીય વાંચનાર! હજુ કનકશેનનો ભૂરો સેતારો તેને દુઃખ દેતો હતો. હવે તે ભૂરા સેતારાએ તેનાં વડા મુનીમનાં દિલમાં એવો ખ્યાલ મુકયો, કે પેલા દયાળદાશ મુનીમનું શેઠે શું કીધું? કે હવે મારૂં કરશે. એવો ખ્યાલ તેના મનમાં ઉત્પન્ન થઇ જે માલ–મતા તથા હવેલી હતી તે વેચી ત્યાંથી વટાણાં વ.વી ગયો. તે ખબર તેના એક મિત્રથી તેને માલમ થઇ ત્યારે તેનાં ધભરાટનો કંઇજ પાર રહયો નહી! પોતાની પ્રાણપ્રીયાનું મહાભારત દુઃખ એક કોરે મેલી તેને મધુરસ શેહેરનો રસ્તો લીધો અને ત્યાં જઇ ધણીજ બારીકાઇથી ચોકસી કીધી પણ તે નિમકહરામ મુનીમનો કોઇ પણ જગ્યે પત્તો ન લાગ્યાથી અતી લાચાર થઇ તે પાછો પોતાની નગરીમાં આવ્યો. અને પોતાનાં ઓરડામાં બેસી નવજાર આંસુએ રડી વિલાપ કરવા લાગ્યો, કે અરે દુર્ભાગ્ય નશીબ! મારી પ્રાણપ્રીયા તો ગઇ તેની સાથ મારી સારી મિલકત પણ ગઇ કે! આ જમાનો મારીપર કેવો રૂઠયો છે!–મારા કેવા ભૂરા હાલ કરે છે! અફશોશ! સદ હજાર અફશોશ! એવા

વિલાપ પોતાનાં ઓરડામાં બેસી કરે છે એવામાં તેની પ્રીય માતનું ત્યાં આવવું થયું (તેને વિલાપ કરતો જોઇ બોલી.)

"કનકશેન," ! આટલો વિલાપ તું શાનો કરે છે ? મૈનાવતી બોલી. "જરા ધીરજ રાખ અને વિચાર કર, કે તારાં વહાલાં બાળકો જે ભારે શોકમાં પડી માતા! માતા! કરી બોચરે છે તેને દિલાશો આપ."

"માતા"! એક તો મારી પ્રાણપ્રીયાનો! કનકશેન અતિ વિલાપ કરી કપાળે હાથ અડકાવી બોલ્યો. "અને બિજો કહું તો મારા એ નિમકહરામ મૂનીમનો! તેઓએ મને ભારે વિપત્તિમાં ઓપલાવ્યો છે! મારી જીંદગીનો સમુલગો નાશ કીધો છે! (વધારે રડીને) મારી માલમતા તથા હવેલી વેચી તે નાહાસી ગયો છે. અરે! એ કેવો જુલમ! એ કેવી આફત! અરે બરગરત સેતારા તું મને ક્યાં સુધી દૂ:ખી કરશે?"

"કનકશેન"! જે આપણો બનવા કાળ હોય તે કદી ચુકતો નથી. મૈનાવંતી બોલી. "ધીરજ તે ભગવાન પાસ માગ કે તારા દુ:ખમાં તે તને સાહય થાય."

"માતા"! મારી શર્વે મિલકત ધૂળ-ધાણી થઈ ગઇ છે. કનકશેન કરગરી બોલ્યો. "હું મારા કુટુંબનું કેવી રીતે પોશણ કરી શકું છું તે મારા ભગવાનને ખબર. મારાં વહાળાં બાળકો કેવાં તરશે છે! હું કેવો પૈસા વગરનો મુફલેશ થઇ ગયો છું કે કને જોસો તો એક દમડી પણ નથી. મારી વહાલી પૂત્રીનું દૂધ પણ તેની દાદી મોકલે છે.

અરે હું કેવો ભિખારી! કેવો કંગાલ! કે જેની પાસ પેહેલાં લાખો રૂપીયાની પુંજી હતી તેના આજે આ હાલ !!!"

પ્રીય વાંચનાર! કનકશેશની આવી પડતી દશામાં તેને સાહ્ય કરનાર કોઇ નહતું. માત્ર તેના એક મધુરસ શેહેરનાં જાની મિત્ર શિવાય. આવી પડતી દશા જ્યારે મોતીસેને જાણી ત્યારે ત્રણે બાલકોને પોતાને ત્યાં લઇ જઇ સારી બરદાસ્ત કરવા લાગ્યો. પણ તેઓની વહાલી માત શિવાય તે નકામો હતો. જ્યારે કનકશેનની વધારેજ માઠી દશા થઇ ત્યારે તેનાં મિત્રને દયા આવ્યાથી તેને વગવશીલો લગાડી મધુરસ શેહેરમાં શદરઅમીનની જગા અપાવી જેથી તેને એક મોટો આધાર થયો. હવે કનકશેને તે જગાપર છ વર્ષ સુધી નોકરી કરી અને રજા લઇ મોટી ખુશીથી બીજી પ્રીયા કરવાના ઇરાદાથી પોતાનાં ઘેરે ગયો.

---

## પ્રકરણ ૫ મું.

# કનકશેનનાં બીજાં લગન.

જ્યારે કનકશેન પોતાનાં ઘેરે પોહોંચ્યો ત્યારે પોતાનાં વહાલાં બાળકોને તેનાં દાદાને ત્યાંથી બોલાવી પ્યારથી બોસા દઇ એર આશીયતની ખુશીના સમાચાર પુછવા લાગ્યો. તે વખતે તેની વહાલી પૂત્રી ભાનમતીની શૂરત જોઇ તેને મરનાર લીલાવતીનું સમરણ થઇ જેથી તેની આંખમાં પા-

ણીનાં ઝળઝળાં ભરાઇ આવ્યાં. અને તેનાં વિચારમાં નિમગ્ન થયો. તેવા અરસામાં ત્યાં મોતીશેન (બાળકોના દાદા) નું આવવું થયું તે જોઈ તેને મોટા આદરમાનથી પાસે બેસાડી વાતચીત કરવા લાગ્યયો. અને ઘણો વખત વાત-ચીત થયા પછી તેને નવરાશનો વખત જોઇ પોતાનાં ગજવામાંથી એક કાગળ કહાડી કનકશેનનાં હાથમાં આપ્યો. હવે તે કાગળ શાનો હતો? અરે તે કાગળ તો માત વગ-રનાં બાળકોની સંભાલ રાખવાને ફીજે તેને બીજી પ્રીયા કરવા વિષેનો હતો પણ તે કોણની સાથે? મરનાર લીલા-વતીની નાની બેન સાથે.

પીય વાંચનાર! મોતીશેને જે કનકશેનનું લક્ષ ખેં-ચ્યું હતું તે વાજબી હતું. કારણ કે માત વિનાનાં હિણ-ભાગ્ય બાળકોની માઠી થતી દશા અટકે. પણ કનકશેનની ભવીષ્ય કાળની લાંગણી ઓરજ રીતની તેને ઉસ્કેરતી હતી. તેથી તેને તે સ્ત્રી સાથ લગ્ન ન કરતાં **સંગ્રામપુરની દીપ-ચંદ** નામનાં સાવકારની **પુષ્પવંતી** નામની લાવણ્ય પૂત્રી સાથ લગ્ન કરવાનો ઠરાવ કીધો.

હવે એ વાતની જ્યારે મોતીસેનને ખબર થઇ ત્યારે ગુસ્સામાં કનકશેનને લખી જણાવ્યું કે મારી ફરજ છે કે મારી પૂત્રીનાં છોકરાંનાં હકમાં સારૂં ચાહાવું, પણ તે વાતમાં તમો સમજતા નથી ત્યારે લાચાર છું. પણ પાછળથી તમો પસ્તાશો. ગામ ઘેરની છોકરીને મુકી તમો પરગામની લાવ-શો, મગર તે સ્ત્રી કેવા સ્વભાવની, કેવી ચાલચલણની છે

તે તમને શું ખબર? મારી પૂત્રીની રીત-ભાતથી તમો અંજાણ્યા નથી મગર સ્ત્રીઓનાજ કુથલાથી પુરૂષની ખરાબી થાય છે તે તમો સારી રીતે ઓળખો છો. વાસ્તે સમજદાર થઈ ગાંમઘેરની છોકરી મુકી પરદેશની લાવશો તો પાછલથી પસ્તાશો એમ નકી તમારે સમજવું. મારી નજરે આગલ એવા કેટલાએક બનાવ બની ગએલા છે તેથી હું આગાહ છું મગર તમો એથી અંજાણ્યાછે તેથી મારી ફરજ તમોને જાણીતા કરવાનીજ માત્રછે. મારી આ વાત માનશો તો તેમાં તમારૂં તથા તમારા બાળકનું ભલુ થશે મગર કોઇ કમજાત મળી તો બાળકોનાં બુરાહાલ થશે તે ઉપર તમો ડાહયા થઈ વિચાર કરશો. સ્ત્રી કમજાત મલ્યા થી બાળક ઉપર કેવી જફા ગુજરે છે તેનો એક તાજો અને નવો દાખલો નિચે પ્રમાણે છે તે વાંચ્યાથી તમારી પૂરતી ખાત્રી થશે.

**ક્ષેમદાશ** જયારે આઠ વર્ષનો હાતો ત્યારે તેનાં પિતા **કપોલદાસે** 'મલકાપુર' શેહરની બીજી સ્ત્રી કીધી હતી તે જાતે મિજાજવાલી અને અક્કલની દુસ્મન હતી. ઘરમાં જેટલાં ઉસ્ટાં (અજીઠાં) વાશણો પડયા હોય તે તેની કને સાફ કરાવત, પાણી ભરાવત, લાકડા ભંજાવત અને મસાલચિનું કામ કરાવત. ગતનાં ત્રણ વાગાની અંદર ઉઠાડી તેની કને સર્વે કામ કરાવી લેત. પ્રથમ તેની સાવત્રમાત જમી રહયા પછી તે નિર્દોષ પુત્રને એક કાસાની થાલીમાં થોડું એક ધાન અને ભાજી મુકી આપત (કે જે ધાન પાંચ છ વર્ષનું બાળક પણ વધારે ખાતું હશે) તે બીજું જો માગત

તો તે કહત કે તારા પેટમાં એટલી શેની આગ પડી! મારાં કરતાં તો હું તને વધારે મુકી આપું છું તોપણ તું ભૂખ્યો ને ભૂખ્યોજ! સહવારના પોહરમાં બારીઓ ધોવા-ડત અને જો તે બરોબર ન ધોઇ હોત તો તે જ્યાં બેઠેલો હોય ત્યાંથી બોચીમાં પકડી ધક્કા-મુકી તથા લાડી સાથ વાત કરત કરત છેક બારી સુધી લઇ જઇ બોચી પકડી નીચે વાળી હાથમાં કરાડો આપી સોજી કરાવત. તે એટલે સુધી કે જરા પણ મેલ ન હોય. તેની કને દરરોજ પલંગ ઝડકાવત, પગચંપી કરાવત અને પછી સુવા જવાની રજા આપત. તે જરા જો કામમાં ચૂકત તો તેની ઘાતકી સાવત્ર માત લાઠી લઇ જેમ મરાએ તેમ મારત. તે વખતે તે એટલો તો કલાપીટ કરત કે મોંહલ્લાનાં લોકો તેને છોડ-વવા આવત ત્યારે તેની સાવત્ર માત કહેતી કે આજે લુચ્ચાએ મારી પેટીમાંથી રૂપીયા ચોરી કોણ જાણે કોણે આપી આવ્યો એરી એવી તે નિંદોષ પૂત્ર ઉપર જુલમ ગુજા રત અને જુઠાં તોહોમતો જોડત. તેનાં દિલમાનાં કપડાં તેના હાથે ધોવડાવત અને તે પેહેરવા કહેત. પણ તે કપડાં ધોબીને ત્યાં ધોવા નહી આપત. તેને પુરી પાધરી શિખ્ખવાની ચોપડીઓ તો નહી આપત પણ અભ્યાસ કરવા સારૂં ઓરડામાં દિવો સુધાં નહી રાખ્ખવા દેત. તેની ઘાતકી સાવત્ર માતનાં ઓરડાનો દિવો જો ગૂલ થયો હોત તો તે હાંક મારી તેને વધારવા કહેત. અને જો નીંદમાં તે વખતે તે ગાફેલ થઇ થાકનો માર્યો પડયો હોત તો તેવા વખ્તમાં તે તેને રાતની વખતે એટલી તો મારત કે સહવારનાં પલંગ ઉપરથી

ઉઠવું તેને મુશ્કેલ થઇ પડત. તે વખતે તે તેની મરણાર પ્રિય માતની યાદ કરી નવજાર આંસુએ રડત પણ તે ક્યાંથી સાંભળી તેનાં દુઃખડાં દફે કરે વારૂં !

તેનાં મોહલ્લાનાં લોકો તેની માત નહી જાણે તેમ તેને ખવાડત અને તેની ઉપર પ્રીતિ કરત. કોક દહાડે તેની દયા ખાઇ સર–અવશરે જો જમવાનું ઇજન કીધું હોય તો તે વખતે તેની ધાતકી સાવતર માત એક ગ્લાસમાં તેલ લાવી તેને પાત, તે વખતે તે જો ન પીએ તો તેની ઉપર જુલમાત ગુજારત અને તેને નિચે તોડી પાડી તેનાં મ્હોમાં તે તેલ નાખત. કે દિકરા પી જા ! તારા પેટમાંની બાદી બધી બળી જશે, કારણ ઘણા મહીના થયા તને જુલાબ અપાયો નથી.

પ્યારા શેઠ ! એક તો તેનાં પેટમાં ભૂખની કડકી પડત તેમાં જ્યારે તેની ધાતકી સાવતર માત જોર જુલમથી તેલ પાત ત્યારે ખચિત તે બિચ્યારા નિર્દોષ પૂત્રનાં પેટના આંતરડાં એક ઉપર એક ચઢી જાત ! જ્યારે ભોજનને વાસ્તે તેડવા આવત ત્યારે તેની ધાતકી માત કેહત કે ક્ષેમદાશની તબીએત રાતથી બિગડેલી છે અને આજેજ જોલાબ પણ આપેલો છે વાસ્તે તે અવડાં નહી આવી શકે ? એવા જ્યારે તેની ઉપર બિન નાહેક સિતમ ગુજરતો ત્યારે તે નવજાર આંસુએ રડી હાય–અફશોશ ગુજારતો. અને મન સાથ વિચ્યાર કરતો કે જો મારા

હાથમાં વિષ હોત તો તેજ ક્ષણે ખાઇ મારો અંતઃકાળ લાવત. મગર તે તેનાં હાથમાં ક્યાંથી હોય ?

જ્યારે તેની ઉપર ઘણોજ શિતમ ગુજરતો જોઇ તેની એક ભલી પડોસણ કે જેનું નામ પાર્વતી કરીને હતું તેણે એક દહાડે તે નિર્દોષ છોકરાને કને તેડી સમજાવ્યું કે આએ વાત તારા પીતા જે કનક નગરી ગએલા છે તેને શવિસ્તર લખી જણાવ કે તારી ઉપર શિતમ થતો અટકે. તેણે હા કહી અને તે ભલી બાઇએ તેની પાસે સર્વે હકીકત લખાવી તે પ્રમાણે તેણે લખી અને તે કાગળ રવાના કીધો. તે કાગળનો જવાબ તેના પીતાએ તેની સ્ત્રીને ભારે ઠપકાથી લખ્યો અને એવા કામથી તેને હાથ ઉઠાવવા વિશે સખ્ત લખી જણાવ્યું. તે વખતે તેની શાવતર માતે તેને ઓરડામાં લઇ જઇ પુછયું, લુચ્ચા તું ખોટાં ખોહોતાંન જોડવા શિખ્યો કે ? તારી પાસે કોણે કાગળ લખાવ્યું તે સત્વર કહે. શું તારી ઉપર તારી શાવતર માતે જુલમ ગુજાર્યો કે તારા પીતાને તુએ લખી જણાવ્યું. અરે ! તે વખતે તે નિર્દોષ પૂત્ર ગુપચુપ ઉભો રહયો પણ તે ભેજાં ફાટેલ શાવતર માતે તેને એટલો તો માર માર્યો કે જ્યાં સુધી તે બેસુદ્ધ નહી થયો ત્યાં સુધી લાઠી. લાત અને મુક્કીથી માર્યો પણ તે નિર્દય માતને તેની જરા પણ દયા આવી નહી. એવા પ્રસંગમાં તે જરા હુશ્યાર થઇ હાથ પગ હાલવવા લાગ્યો તે જોઇ તેની ખાટીક (કશાઇ) માતાએ તેને એક જાડી રસીથી જકડીને બાંધ્યો. એવા જ્યારે

મામલો તેણે જોયો ત્યારે મોટેથી પોકાર મારી—"કોઈ બચાવો"—"કોઇ બચાવો" એમ તે બોલવા લાગ્યો. તેવોજ તે પાછો બેસુદ્ધ થઇ ગયો.

અરે! એ કેવો દુઃખીત હેવાલ! જ્યારે આ હેવાલ લખવો મેં શરૂ કીધો તે વખતે મારી કલમ ઘણીજ ધ્રુજવા લાગી અને એક ડગ આગળ ચાલે નહી એવી થઇ. હવે કહો કે જ્યારે મારી કલમ આવી ધ્રુજરી ખાઇ આગળ ચાલતી અટકી ત્યારે જે ઉપર એ શિતમ ગુજર્યો હશે તેની દશા? તેના શા હાળ! તે ઉપર આપેજ વિચાર કરવો.

શેઠ! તમારી થનાર બીજી પ્રીયા ઘણીજ લાવણ્ય છે તે ઉપર હું અદેખાઈ રાખી તમને હું લખી જણાવતો નથી મગર તેની સાથ જો સદગુણની ખાંણ હોય તો પછી તમો એક ખરા ભાગ્યશાળી છો એમ હું સમજીશ. પણ તેનાં ગુણ તથા રીતભાત કેવા છે તે તમો હાલ શું જાણી શકશો?

## દોહરો.

જુઠી પ્રીત ગુલાબકી, ધામ પડે મુરજાય;<br>
સાચી પ્રિત કપાસકી, મરે સંગાતિ આય.

તેમ જે તમારી થનાર બીજી પ્રિયા પૂષ્પવંતી એ એક ગુલાબની મિસાલે છે. કારણ તેણીએ મોજ મજાહ ભોગવેલી, બાગ બગિચે ફરેલી, દુઃખ કેવું તે કોઇ દહાડે ન જાણેલું ત્યારે તેની સ્ત્રી ન કરતાં મારી પૂત્રી જે કપાસની ઉપમાં બરાબર છે. એટલે દુઃખ સૂખમાં તમારી

ભાગ્યણ છે. અને તેણીના આવ્યાથી તમારા તથા તમારા બાળકોનાં હકમાં બેહદ ફાયદો છે તે મુકી તમો એક જીવતી બાવળની સળ પગમાં ઘોંચી લેઓ છો કે જેથી પાછળ તમોને તથા તમારા વહાલાં બાળકોને મહા દુઃખ ખેંચવૂં પડશે. તે ઉપર વિચાર કરી જે માંગણી તમોએ કીધી છે તે ફેરવો તો વધારે સારૂં.

## દોહરો.

એસી નારિ મત કિજિયો, (કે) જૈસા ખસખસકા ફુલ;
ઉપર લાલ ગૂલાલ હય, બીચ મરણકા મૂળ.

તેમ તમો પુષ્પવંતીનાં લાલમલાલ રૂપશાર તથા ખૂબસુરત જોઇ મોહ પામી નેન સ્નેહની પ્રીતની જાળમાં પડશો તો પાછળથી ભારી પસ્તાવો કરશો એ તમોએ સત્ય જાણવું.

પ્રીય વાંચનાર! મોતીશેને જે પત્ર કનકશેન ઉપર લખ્યો હતો તે તેનાં હકમાં બેહદ ફાયદાકારક હતો. હવે તે પ્રમાણે જો કનકશેન ચાલત તો તે સુખી થાત. પણ કહેતી છે કે:—"**તકદીરની આગળ તદબીર**" કશી ચાલી શકતી નથી. તેમ કનકશેનની **તકદીર** એરજ રીતની તેને ભુલથાપ આપતી હતી. તેથી તેને મોતીશેનની પૂત્રી સાથ લગ્ન ન કરતાં પૂષ્પવંતીનું લાવણ્ય રૂપ જોઇ મોહ પામી તેની સાથ મોટી ધામધુમથી લગ્ન કીધાં. હવે પેહલાં જે કનકશેને મધુરસ શેહેરમાં ઘેર લીધું હતું તે ઘણુંજ સાંકડું હોવાથી હવે તેમાં સર્વે કુટુંબનો શમાવેશ થઇ શકશે નહી

એવું ધારી તથા પોતાની નોકરીનાં દીવસ પૂરા થવાથી તેને સત્વર પોતાની નોકરીએ જવું ભાગ પડ્યું. જેથી પોતાની માતને તથા પ્રાણપ્રીયાને કહ્યું કે હું ત્યાં જઇ કુશાદે મકાન લઇ તમોને બોલાવું તે વખતે તમોએ ત્યાં આવવું. એવું કહી બાળગોપાળને મળી ભેટી મધુરસ શેહેરનો રસ્તો લીધો.



## પ્રકરણ ૬ ઠું.

# દુઃખનાં વાદળો.

### દોહરો.

દુઃખના વાદળ ડરામણાં, ભયાનક તે હોય;
પડે ત્યારે સાંમટાં, કંઈ પાછું નવ જોય.

જ્યારે કનકશેન મધુરરસ શેહેરમાં ગયો ત્યારે ત્યાં રાજદ્વારી કામમાં ગુંથાયાથી તેને બિલકુલ ફુરસદ બજુ કુશાદે મકાન શોધવાની તક મળી નહી. તેથી સર્વે કુટુંબનું જવું બેચાર મહીનાં સુધી તહખુક રહ્યું.

સમો આગળ ચાલ્યો ત્યારે પૂષ્પવંતી જે પેહેલાં બાળકો ઉપર દયાની નજરે જોતી હતી; તે હવે કરડી નજરે જોઇ દુઃખ અને ભારી શિતમ ગુજારવા લાગી. ભાનૂમતી જે નિશાળે ભણવા જતી હતી તેને બંધ કીધી. શત્યદાશ તથા હરીદાસ કોઇ કોઇ વખતે તેના દાદાને ત્યાં જતા

આવતા હતા તેઓને બંધ કીધા અને તેઓને એવી ધમકી આપી કે મને પુછ્યા વગર જો જશો તો તમોને બાંધીને માર મારવામાં આવશે. એ વિગેરે બિજા જે જુલમાતો તેઓપર ગુજર્યા છે તેનું બ્યાન તમો આગળ જોશો.

જ્યારે સત્યદાશની શાવતર માત આવી હતી ત્યારે તેની સાથે તેનાં એક ૧૪ વર્ષનાં ભાઇને લાવી હતી. તે બિચારો ભલો. સાદા મિજાજનો અને દયાવાળો હતો. તે શત્યદાસની સાથે નિશાળે જતો. તેઓનો નિશાળે જવાનો રસ્તો તેનાં દાદાનાં ઘેરથી હતો. ત્યારે તેની નિર્દય શવતર માતાએ તેનાં ભાઇ રોહીદાશને શિખ્વવી રાખ્યો હતો કે શત્યદાશ અથવા હરીદાશ જો નિશાળે જતાં અથવા આવતાં તેનાં દાદાને ત્યાં જાએ તો તે વિશે મને ખબર કકરવી એ વાત તે ભલા નિશાલ્યાએ અથવા બીજી તરફથી કહુ તો તેના શાવતર મામાએ તે વાત તેને નિશાળમાં કહી, ત્યારે તે કરગરી તથા આંખમાં આંસુ લાવી બોલ્યો. મામા; માત વગરનાં અભાગ્યાં ફરજંદપર તમો જ્યાં સુધી મારે ત્યાં રહો ત્યાં શુધી દયાની નજરે જોઈ હું તથા મારો ભાઇ મારા દાદાને ત્યાં જઇએ તે વાત તમોએ તમારી બેનને કેહેવી નહી.

"શત્યદાશ"! તમોએ તે વિષે કાળજી કરવી નહી. રોહીદાશ બોલ્યો. "મારામાં તેવી ખાશિયત નથી. હુ તમારે ત્યાં ઘણામાં ઘણાં બે ત્રણ મહિના રહીશ ત્યાં સુધી હું નિભાવી લઇશ, પછી તમને કોણ નિભાવી લેશે ? મારી

બેનનો મિજાજ મારાં બધાં કુટુંબ કરતાં ઘણોજ નબેહતરા છે તે સાથ ઘણી અભિમાના છે. પણ તમારે જેમ બને તેમ તેનાં કામમાં ન સપડાતાં તેનાથી અળગાને અળગાજ રહેવું હું વધારે બેહેતર સમજું છું."

### દોહરો.

જિશે રામકા ડર નહિ, નહી પંચકી લાજ;
ઉસે છેડ કિયા કિજિએ, ચુપ ભલા મહારાજ.

તેમ ભાઇ ચુપ રેહેવામાંજ ફાયદો છે. મારી બેને સદા સુખમાંજ રહી દિવસ કહાડેલા ત્યારે તમારી શી કદર જાણી શકે ? કે માત વગરનાં બચ્ચાં છે તેની દાઝ દિલમાં ધરી પ્રીતિ કરવી જોઇએ. તેમ ન કરતાં જો તમારી ઉપર દુઃખો પડશે તો જગતનાં ખાસડાં ખાશે અને ઉલટું પોતાનાં કુળને બદનામ કરશે તેમાં મારો શું દોષ!

"રોહીદાશ!" હું કંઇ તમારા દ્રવ્યનો ભુખ્યો નથી. શત્યદાશ ધીરજથી બોલ્યે. પણ એક તમારી પ્રીતિનો ભુખ્યો છું.

### દોહરો.

હું નથી ભુખ્યો દ્રવ્યનો, પ્રીત ભુખ્યોછું સાર;
સમજીને મામુ ચાલજે, પ્રીત ટકે બહુવાર.

જો તમો સગ્રામપુર જાવ તોપણ મુજ ઉપર પ્રીત રાખી કાગળપત્ર લખી બેર આશીયતના સમાચાર પુછાવતા રેહશો. કે જેથી હું મારા દિલનો ઉભરો આપ જેવા

સજ્જન અને ભલા માણસો આગળ પ્રગટ કરૂં કે જેથી મારૂં અર્ધું દુઃખ દૂર થાએ.

"શાહજાદા!" દુનીઆનું ચક્ર હમેશ ફરતું રેહે છે. રાણીદાસ બોલ્યો. "કે જે પેહેલાં દુઃખ ભોગવે તે પાછળથી સુખી થાય એવો પરમેશ્વરનો ખરો ન્યાય છે."

દોહરો.

દશા ફરે છે સર્વની, ઈશ્વર કરશે સાહ્ય;
પ્રથમ દુઃખિ તે સુખિ પછી, એવો સાચો ન્યાય.

હું તમારા એક ભલાની વાત કહું છું કે તે ઉપર તમો ગુસ્સો કરશો નહી. આપથી થાએ એટલી ભલી-ભલાઈ તમારી શાબાસ માટેની કરી લેવી જોઈએ. કારણ કિર્તી એક વગર પાંખનું પંખેરૂં છે.

દોહરો.

શુરતશે કીરત બડી, બિન પંખ ઉડ જાએ;
શુરત તો જાતી રેહે (પર) કિરત કબુ ન જાએ.

આપણે સ્વર્ગવાસી થયા પછી આપણી શુરત તો ગુમ થશે પણ જે આપણા કિર્તી ફાયેલી હશે તે સદા સુગંધી ફૂલોની મિશાલ પમલીઆ કરશે જેમ:—

દોહરો.

"ઘેડો મરે ને ઘાસ રેહે,
ફુલ કરમાએ ને વાસ રેહે."

તેમ જેણે ભલી ભલાઈ કીધી હશે તે સદા શુગંધી

ફુલોની મિસાલ પમલીયા કરશે. તેથી તમોએ જેમ બને તેમ સદા કિર્ત્તીનાં ફુલોમાં મિસાલ રેહેવું જોઇએ.

“રોહીદાશ!” આ તમારૂં મનહરણ ભાષણ ખરેખર નિતીથી ભરપુર છે. શત્યદાશ ખુશીથી બોલ્યો. “જે તમોએ મને બોધકારક શબ્દો કહ્યાંચ તેથી હું તમારો સદા ઉપકારી છું.”

હવે શત્યદાશ તથા હરીદાશ જ્યારે નિશાળેથી આવતા ત્યારે તેના શાવતર માત તેઓને લીધે રોહીદાશને પુછતી કે તેઓ તેનાં દાદાને ત્યાં જાએ છે કે કેમ? પણ તે વિષે રોહીદાશ નાંજ કેહેતો.

શત્યદાશ તથા હરીદાશ નિશાળેથી છુટતાંજ રોહીદાશને સાથે લઇ તેઓ તેનાં દાદાને ત્યાં જતા હતા. પેહેલાં જે તેઓને મારવાની ધમકી આપી હતી તે વાત હરીદાશે તેનાં દાદા આગળ કીધી હતા જેથી તે વાત વિષે તેનો દાદો આગાહ હતો.

“દાદા”! રોહીદાશ ભલા છે કે હું આપણે ત્યાં આવું તે વાત મારી શાવતર માત આગળ કેહેતા નથી. શત્યદાશ બોલ્યો “એથી હું તેનો મોટો આભારી છું.”

“રોહીદાશ”! તમો જે માત વિનાના બાળકો ઉપર પ્રીતિ કરો છો તે ચલનને હું વધારે પશંદ કરૂં છું. મોતીશેન બોલ્યો. “એવીજ પ્રીતિ હર હમેશ તે બાળકો ઉપર કરવા એવા મારી વિનતી છે.”

અમે આગળ ચાલ્યો ત્યારે મૈનાવંતી સાથ પૂષ્પવં-તીને કજીયો થયો. તે કજીયામં પૂષ્પવંતીએ તેની શાશુ (મૈનાવંતી)ને ઘણાજ નિર્લજ શબ્દો વાપર્યા હતા. અને અરસપરસનાં કજીયાની હરોલમાં મોહલ્લાનાં લોકોની ભારી ભીડ જોવાને મળી હતી. તે લોકોએ તે વખતે પૂષ્પવંતી કેવી છે તે જાણી લીધું હતું. તે કેહેવા લાગ્યાં કે 'મૈનાવં-તી'નાં દિવસ કેમ લોટાસે તે લેટાવે. આ કજીયાથી મૈનાવંતી ભોજન ન કરતાં ગુસ્સામાંજ જઇ પલંગ ઉપર સુવી અને હાય-અફશોશ કરવા લાગી.

પ્રીય વાંચનાર! પૂષ્પવંતીનાં પનોતાં પગલાનો ઝળકાટ થોડાજ દિવસમાં મૈનાવંતીને માલમ પડયો. જ્યારે પોતાની સાસુ સાથ બિન-નાહેક કજીયો કરી તેને સતાવી ત્યારે માતવગરનાં હીન-ભાગ્ય બાળકોની શી દશા? તેઓને સતાવ્યાવગર ચુકે?

જ્યારે મૈનાવંતી ગુસ્સામાંજ જઈ પલંગ ઉપર શુતી ત્યારે શત્યદાશ તેની કને જઇ ધીરજથી શું બન્યું તે પુછવા લાગો. ત્યારે તેની મોટી જીએ કહ્યું, દિકરા, તારી નાની બેન ભાનુમતીને દિવાનાં કોડયા કરવા તેણે કહ્યું ત્યારે તે કોડીયામાં તેલ પુરતાં વખતે અંજાણતાં તેના હાથે તે ઢોળાઈ જવાથી તે ભિજનં ફાટેલ ઘાતકી માતાએ વગર વિચાર કરવે તેને એક લાઠીથી મારી, તેથીજ તે બિચારી ગરીબ હિન-ભાગ્ય ભાનુમતી મોટેથી રડવા લાગી તે ઉપરથી મેં તેને બે શબ્દુન કહ્યા ત્યારે તે મને ન ઘટે તેવા શબ્દો બોલી કજીયો કર્યો.

"મોગવંતી"! આ વખતે તમોએ જે ભાનુમતીને દયા લાવી મારી શાવતર માતને જે શબ્દો કહ્યા તે તેની ઉપર એક ઉપકાર કીધો એમ હું સમજું છું. સત્યદાશ હળવેથી બોલ્યો. "અને તે કેહેવાની તમારી ફરજ છે. મનુષ્ય માત્રને જે ભગવને જીભલી આપેલી છે તે ખરાબ શબ્દો વાપરવાને વાસ્તે નથી પણ તેનો સારો ઉપયોગ કરવાનેજ વાસ્તે આપેલી છે." જેમઃ—

દોહરો.

જીભ જમણુ રસ ચાખવા, વળી ગાવા હરિ ગુણ;
નહી ફટાણાં બોલવા, વિવેક વાણી સુણ.

તેમ જીભ છે તે જમણ રસ ચાખવા તથા પરમે-શ્વરનાં ગુણુ ગાવાને આપેલી છે પણ ખરાબ શબ્દો વાપરવાને વાસ્તે આપેલી નથી.

જયરે પેહેલાં મારી માસી સાથ મારા પીતાનું માંગણું આવ્યું ત્યારે તમે મારા પીતાને સમજાવ્યા હોત તો તેથી આવું પરિણામ નિપજત નહી, પણ તે વખતે તમોએ તથા મારા પીતાએ સાફ ના કહ્યું કે ગામ ઘેરની છોકરી ન જોઇએ. હવે તેનાં કોડ (હોંસ) પુરા પડયા કે? હું દુર્ભાગ્ય માત વગરનું બાળક તેની કદર જયારે તમોએ ન જાણી ત્યારે કોણની જાણશો? હવે જે કાંન ચોંહોંટાયા તે કંઇ નિકળી શકે કે? તમોએ તમારા હાથે મુજ ગરીબ માત વિનાના બાળકનું બુરૂ ચાહ્યું. હવે આ જગ્યાએ જો

મારી માડી આજી હોત તો તે વહાલથી મુજને જોત અને
સર્વે રીતની બરદાસ્ત લેત. પણ હવે તે ક્યાંથી બને!

અરે દિનભાગ્ય શંભુદાસ તારી શી દશા થશે!
તારાં દુઃખની વખતે કોણ સાહ્ય કરશે? મારી નાની બેન
ભાનુમતી જ્યારે રડશે ત્યારે તેનાં માથાપર કોણ વહાલથી
હાથ ફેરવશે? હરીદાસ ધાભરો પડી દુઃખમાં આમ-તેમ
સંતો ફરશે તેને કોણ શોધી લાવશે? કેહતી છે કેઃ—
"મા તે માયા—ને બાપ તે ખાટલાના પાયા." તે
ખરી વાત છે. બાપા હમારૂં દુઃખ શું જાણી શકશે!
જેટલું મારી શાવતર માતનું માનશે તેટલું શું જી આપણું
માનશે કે? ના, ના, કદી માનનાર નથી. ત્યારે હમારી શી
દશા? જેમઃ—

દોહરો.

તકદીર ફુટે જેહની, ફુટો આવે કાળ;
(વળી) ગુજરે માતા જેહનાં, તેનાં ઝુરે બાળ.

તેમ હવે હમારો વખત ઝુરવાનો આવ્યો છે. તક-
દિરની ફિરતી તસ્બીરનાં ભર દરિયાનાં મોજામાં ઝોકા ખાય
છે. દંતપગદંન હમારી ઉપર વખત બુરો આવતો ચલ્યો
છે હવે કરવું કેમ?

એમ કહી શંભુદાસ પોતાની વહાલી જીનાં ગળે બાઝી
અતિશય રડવા લગ્યો તેજ વખતમાં ભાનુમતી ત્યાં આવી
પોહોંચી તે પણ તેની જીનાં ગળે બાઝી રડવા લાગી.

"જી"! તમોએ ખરેખર મારા બુરા હાલ કીધા

છે. ભાનુમતી રડીને બોલી. "શું ગામ ધેરની નહી મળી હતી? કે હાથે કરીને આવું પાપ હોરી લીધું."

"ભાનુમતી"! હું શું જાણું કે તે એવી ઘાતકી નિકળશે? મૈનાવતી આખમાંના આંસુ લુછી બોલી. "જરા ધીરજ રાખ અને અધીરી ન થા"

હવે શત્યદાશે પોતાની નાની બેનને ગળાં શરશી ચાંપી અને માથ ઉપર હાથ ફેરી તેને ચુપ રાખી. આ શર્વે બનાવ તે ઘાતકી, નિર્દય અને ક્રુર માત પુષ્પવતી તેની સાસુનાં ઓરડાનાં બારણાં કને સંતાઇને જોયા તથા સાંભળ્યા કરતી હતી. હરીદાશ તથા રોહીદાશ ઓરડામાં બેસી અભ્યાસ કરતા હતા ત્યાં શત્યદાશ તથા ભાનુમતી જાઉ લગાં તેવીજ તેની ઘાતકી શાવતર માત એક હાથમાં લાઠી લઇ તે ઓરડામાં ચુપચુપ આવી અને જે ખુરશી ઉપર શત્યદાશ અભ્યાસ કરતા બેઠો હતો તેને નિચે તોડી પાડી તેનો એક પગ ઘમડતી-ઘમડતી પોતાનાં ઓરડામાં લઇ જઇ તેના બેઉ હાથ એક રસીથી બાંધી તેની જી અથવા પુષ્પવંતીની સાસુનાં ઓરડામાં જે બીના બની હતી તે તેને પુછવા લાગી ત્યારે શત્યદાશ એક ખુંટની મિશાલ સ્તબ્ધ ઉભો રહયો. જ્યારે તેનાં મોહામાંથી એક પણ શબ્દ નિકળતો ન જોઇ તેને લાઠીથી ખુબ મારવા લાગી. આ ભાનુમતીને મોટી હાંક મારી બોલી 'ચંડાળ દુષ્ટની આમ આવ' તારૂ મોત બોત ભમ્યું કે શું. તું શું મારે વિષે તારી જી આગળ વાત કરતી હતી તે કહે.

એમ કહી ભાનુમતીને બે ચાર લાઠીનાં ફટકા ચે હોડી કહાડયા તેવીજ ભાનુમતીએ એક મોટેથી ચીસ પાડી. તે સાંભળી રોહીદાશ ત્યાં દોડતો આવી પોહોચી શું બનાવ છે તે વિષે તેની બેનને પુછવા લાગ્યો. પણ તે વખતે તેને જવાબ ન આપતાં તે બેઉ નિર્દોષ બાળકોને લાઠીથી મારવા લાગી તે રોહીદાશથી દેખી શકાયું નહી. તેથી તગત તે બેઉના હાથ છોડી અભ્યાસવાળા ઓરડામાં લઇ ગયો. શત્યદાશ તથા ભાનુમતી તે જગાએ બેશી નવજાર આંસુએ રડવા લાગ્યાં. શત્યદાશ એક હાય! મારી તેનાં પલંગ ઉપર જઇ સુતો. હવે રોહીદાશ જ્યાં સુધી હતો ત્યાં સુધી તે દુર્ભાગ્ય પુત્રોને નિભાવી લેતો હતો મગર તેઓનાં હીન-ભાગ્ય નશીબ કે તેના પીતાનું કાગળ આવ્યા ઉપરથી બે ચાર રોજમાં તે સ્વદેશ ગયો. તે રાત દુર્ભાગ્ય બાળકોએ વિલાપ કરીને કહાડી.

હવે રોહીદાશના જવાથી તેની બેનને વધારે ફાવતું સાંપડયું અને જેમ નજરમાં આવે તેમ હિનભાગ્ય બાળકો ઉપર તે વધારે જફા ગુજારવા લાગી. તેનાં ઘેરમાં જે એક રસોઇઓ પેહેલાં રાખ્યો હતો તેને રજા આપી જેથી તેનાં કામનો સર્વે બોજો હિણભાગ્ય બાળકો ઉપર પડ્યો. તેઓને રાતનાં ત્રણ વાગે જાગૃત કરતી. ભાનુમતીને પાણી ભરવા કેહત, હરીદાશને ઉટાં (અજીઠાં) વાસણો સાફ કરવા આપત અને શત્યદાશને લાકડાં ફોડવા આપી પછી તે શુવા જાત. ભાનુમતી પાણી ભરી રહ્યા પછી ઓટલા-ઉભરડાનું તથા

સ્વયંમપાક ઘરનું કચરૂં કહાડી ચુલો સલગાવી ગરમ પાણીનો દેગ મુકત. ત્યાર પછી ચાએનું પાણી મુકી શાવતર માતને સ્નાન કરવાનું પાણી કહાડી આપત. શત્યદાશ તથા હરીદાશ મળી તે દેગ ઉચલી લઇ તેનાં ઓરડાની મોરી આગળ મુકત અને પછી તે ઉઠી સ્નાન કરત. તેની શાવતર માતને દરરોજ સ્નાન કીધા વગર ચાલતું નહતું તેથી ભાનુમતીને દરરોજ વધારે પાણી ભરવું પડત. તેની કાયનાત કેટલી? તે બિચારી એખલી શી રીતે ઉંડા કુવામાંનું પાણી કહાડી શકે? તેથી શત્યદાશ તથા હરીદાશ તેને તરત મદદ લાગત અને પછી પોતાનું કામ કરત. બપોરનાં જમી રહ્યા પછી ભાનુમતીને બશેર જુવાર તથા એક શેર ચોખા દળવા આપત અને તે બિચારી દમ ખાત ખાત તથ ચક્ષુ માં આંસુ લાવી તે ભારી ઘંટીને તાણત લોટ જો જરા જાડો પડયો હોત તો ગાલમાં ચીમટા દઇ તે પાંછો ચળાવી દળવા આપત. જ્યારે તેની નિશાળમાં રજા પડત ત્યારે તેઓનો પુરીજ કમબખ્તી થાત કારણ તે વખતે તેઓની પાસ ઓરડો ઝડકાવત અને લીપાવત. ત્યાર પછી દળવા આપત. દળી રહ્યા પછી તેઓ પાસ દિવાબત્તી કરાવત અને પછી અભ્યાસ કરવાની રજા આપત.

"શત્યદાશ!" હવે માગથી દળાય એમ નથી ભાનુમતી ગદગદ કંઠે બોલી. "અને જો ના કહું તો ઉપરથી માર મારેચ. ત્યારે કરવું કેમ? મારા હાલ–બેહાલ થઇ ગયા છે, પાણી કાઢવાની મારા હાથનાં શક્તિ નથી. શું

આપણી વહાલી માતા પાછી નહી આવશે? ગોદમાં દાબી આપણા ગાળ ઉપર ચુંમીઓ નહી લેશે?"

"ભાનુમતી"! આટલી ઘાભરી શું થઇ ગઇ છે. શત્યદાશ બોલ્યો. "જરા ધીરજ રાખ. ભગવાન આપણો મદદગાર થશે. એક વખત જે આપણી વહાલી માત સ્વર્ગવાશી થઇ તે ક્યાંથી પાછી આવે? હવે તે વિષે તારે ગમ ન કરવો જોઇએ. દુન્યામાં શું થાય છે તે તું નથી જાણતી? કે કોણની માત સ્વર્ગવાશી થએલી પાછી આવી કે આપણી આવશે?"

પૂષ્પવંતી જ્યારે સ્નાન કરવા બેઠી ત્યારે ભાનુમતી તેનો લાભ લઇ રડતી રડતી પોતાની જી પાસ જઇ પોતાનાં હાલ વિષે ફરીયાદ કરવા લાગી.

"જી!" આ મારા હાલ! આંખમાં આંસુ લાવી ડચકાં ખાત ખાત ભાનુમતી બોલી. 'આ મારી દશા? માત વગરની બાળકી ઉપર આ જુલમ? આ મારી કોમલ હાથની હથેલી રસીથી (પરૂ)થી રસરસી થઇ ગઇ છે. તે હાથથી મારાથી કામ થઇ શકતું નથી. તોપણ મારી શાવકાર માત મારી ઉપર હાજ પાડી કામ સોંપે છે. અગરજો ન કરૂં તો પછી ઉપરથી માર મારે છે તે તમો જોતાં તો હશો. મારાં કપડાં કેટલાં મેલાં થઈ ગયાં છે તોપણ ક્રૂર માત મને બદલવા આપતી નથી એ કેવો જુલમ? મને મારા દાદા દાદીને ત્યાં જવાની રજા આપાતી નથી હવે કરવું કેમ? એવા જુલમાતથી બચવું કેમ તે તો બતાવશો?

પ્રીય વાંચનાર! મૈનાવંતીએ ભાનુમતાના હાથ જોઇ તથા તેનાં હાલ-હવાલ જોઇ તેની આંખમાંથી આંસુ ટપ-કવા લાગ્યાં તેવામાં સત્યદાસ તે જગ્યાએ આવી પોહોંચ્યો. અને કરગરીને બોલ્યો મારા હેવાલ ઉપર દયા લાવી આ જુલમાતનો હેવાલ મારા પીતાજીને લખી જણાવો કે જેથી આપણો કંઇ પણ બચાવ થાએ.

"શાબાશ"! કંઇ ફીકર કરીશ નહી મૈનાવંતી બોલી. હું તારા પીતાને આજે લખી જણાવીશ, પણ તું પણ લખી જણાવજે, અને નિશાળે જાય ત્યારે તારા દાદાને કહી તેની પાસે પણ લખાવજે."

એવી વાતચીત થયા પછી સત્યદાસ તથા ભાનુમતી ત્યાંથી નિકળી પોતપોતાનાં કામે વળગ્યાં તેટલામાં તેઓની ઘાતકી સાવતર માત પણ સ્નાન કરી ઓરડામાંથી બહાર નિકળી અને ભાનુમતીને ધમકી આપી બોલી "દુખતી મોરીમાં કપડાં મુકેલાં છે તેને ધોઇ સુકાતા નાંખ." નિર્દોષ હીનભાગ્ય ભાનુમતીનાં હાથ ઉપર છાગલા આવેલા છે તોપણ તે નિર્દોષ બાળકીએ જેમ તેમ કરી તે કપડાં ધોઇ સુકાતાં નાંખ્યાં. હવે મેનાવંતી જમી રહયા પછી તેનાં એક પડો-શીને ત્યાં જઇ એક કાગળ વિગતવાર લખાવી લાવી તેમજ સત્યદાસે પણ વિગતવાર હેવાલ લખી પોતાનાં દાદા કને જઇ સર્વે હકીકતથી તેને વિદીત કર્યો જેથી તેને ગુસ્સા-માંજ એક કાગળ લખી એક કાસદને તૈયાર કરી તે સર્વે કાગળો તેનાં સ્વાધીનમાં આપી મધુરસ શેહેરમાં તેને રવાના કીધો. પછી સત્યદાસ ત્યાંથી નિકળી નિશાળે ગયો.

હવે કનકશેનનાં હાથમાં જ્યારે ત્રણેવ કાગળો મલ્યાં ત્યારે મહા ક્રોધાયમાન થઇ પુષ્પવંતીને ભારે ઠપકો આપી તથા શિખામણરૂપી દાખલા દલીલો શહીત એક પત્ર લખ્યો તેમાં લખી જણાવ્યું હતું કે તમો જો હવે ફરીથી એવી ક્રૂર ચાલ મારાં વહાલાં બાળકો સાથ ચલાવશો નો તેમાં તમો દુઃખી થશો. અને જે પ્યાર મુજ તરફનો તમોએ મેળવ્યો છે તેમાં એક મોટો પથ્થર નાંખશો. આ કાગળ સાથ તારી પતીજ સારૂ મારી માતનું, શત્યદાશનું તથા સાતીશેનનું કાગળનું મોકલ્યું છે તે જોઇ તારી આંખોનાં પડદા જે ઘણાંજ ઉંડા ગયેલા છે તેને ઉપર લાવવા અને હવે પછી તેમ ન થાય તેની તજવીજ રાખવી.

જ્યારે આએ સર્વે કાગળો પુષ્પવંતીને મળ્યાં ત્યારે શત્યદાશ ત્યાં હાજર હતો. તે પોતાનાં પીતાનાં દસ્કતો જોઇ મનમાં વિચાર કીધો કે હવે—કમબખતી આવી ખરી. પણ આખર તેમજ થયું. પેહેલાં મૈનાવંતી સાથ પુષ્પવંતીની ખુબ જુંબેસતરી ચાલી અને કજીયો એટલાં શુધી આગળ વધ્યો કે જરાવારમાં હાથ હાથનું થઇ જાત પાણ તેની ભલી પડોશણ વચમાં પડવાથી તેવો બનાવ કંઇ બન્યો નહી પણ ફૂટણાં શબ્દો ઉચરતાં પુષ્પવંતી અટકી નહી. જ્યારે શત્યદાશે એવો મામલો જોયો ત્યારે તે પાછલાં બારણાથી વરાણાં વાવી ગયો. અને તેનાં જેવા દુઃખીત નિશાળ્યા ક્ષેમદાશનાં ઘેરે જઇ બેઠો. હરીદાશ ત્યાંથી નિકળી પોતાનાં દાદાને ત્યાં ગયો. હવે ત્યાં તેની બેન ભાનુમતી શિવાય બીજું કોઇ રહ્યું નહીં. શત્યદાશ ત્યાં બેસી પોતાનાં મન

સાથ વિચાર કરવા લાગ્યો કે નિર્દોષ બિચારી ભાનૂમતીપર ત્યાં શું આફ્રત ગુજરતી હશે! ઘાતકી માત તેનાં કેવા હાલ કરતી હશે! તેના ઉપર શું શિતંમ ગુજારતી હશે! એવા વખતમાં જો હું હિમત હારી બેશીશ તો ક્રૂર માત તેની ઉપર વધારે જફા ગુજારશે યારે હીમત હારી ન ખાતાં મારી બેનનાં સંભાલને કીજે મારે તો જવું જોઇએ. એમ વિચારી તે ક્ષેમદાશ પાસથી રજાલઇ ઘેર ગયો. હવે ત્યાં તે જોએચ શું કે નિર્દોષ ભાનૂમતીનાં હાથપગ બાંધી તેને ઉંધી ખુટીએ ટાંગેલી છે–અને નિર્દય ખાટીક માત તેઉપર લાઠીનાં માર મારે છે–પત્ર કોણે લખ્યું તે વિષે પુછે છે–એવો મામલો જયારે શત્યદાસે જોયો ત્યારે હીમતથી તેની સાવતર માતને કહ્યુ–" ક્રૂર ઘાતકી માત–" "આ કાગળનો લખનાર હું છું." મારી બેન ભાનુમતી તેમાં નિર્દોષ છે, અને તે વિષે તે કશું જાણતી પણ નથી. શબબ તેનાં હાથ પગ છોડી તેનાં બદલામાં મારા બાંધી, જોઇએ તેટલી આફ્રત મુજપર ગુજારવી.

"ઓ ચંડાળ કૃતઘ્ન છોકરા"! તારૂં મ્હોડું હવાંથી કાળુ કર. તેની ઘાતકી માત ગુશામાં બોલી. "તારા પીતાને ખોટું લખતાં તારા હાથ પગને ધ્રુજારી ન છુટી હતી? તને શલાહ આપનાર તારી જી બુબખ ન હતી? અરે ચંડાળ તારી સાથ જેટલી ભલાઇ કીધી તેટલી તુએ પાણીમાં બુરાડી. યાદ રાખજે ચંડાળ જેવા ભાનુમતીનાં હાલ થયા તેવા તારા ન થાય."

"માત"! અગરજોખી થયા તોપણ બેહતર છે.

શલ્યદાશ હીમતથી બોલ્યો. "પણ મારી નાનેરી બેનને છોડ"

આ તકરાર તે તેનાં ઓરડાની બહારજ ઉભો રહી કરતો હતો ત્યારે તેની શાવતર માત બોલી તું અંદર આવી તે દુખ્તીનાં હાથપગ છોડ. તેવોજ તે ધસારાબંધ ઉલટમાં આવી અંદર ગયો તેવીજ તે ફરેબાજ મકરે ઓરત તેની ઘાતકી શાવતર માતે તરત દરવાજો બંધ કરી તેને નીચે તોડી પાડી એક જાડી રશીથી તેનાં હાથ પગ મજબુત બાંધી લીધા. અને દશબાર લાઠીનાં ફટકા જોરથી તેના બરડા ઉપર મારી તેને ઉભો રાખી એક એવી તો લાત જોરથી મારી કે તે તરત એક ગાંશડીની મિશાલ એક બારણાંપર જઇ પડયો કે જેથી તેના માથાને એટલા તો જોરથી ધકકો લાગ્યો કે તરત અંદરથી લોહી નિકળવા માંડયું તો પણ તે ઘાતકી માતને દયા ન આવતાં, પાછો તેને ઉભો રાખી એક બીજી લાત મારી જેથી તે પેહેલની મિશાલ તે બારણા ઉપર જઇ પડયો જેથી અતીશય લોહી નિકળવું શરૂં થયું તોપણ તે ઘાતકી ક્રૂર માતને તેની દયા ન આવતાં તેની છાતી ઉપર ચઢી બેસી તેનાં દાંત એક ચમચાથી ઉપાડી જોર જુલમથી કંઇ પાવા લાગી કે જેથી તે થોડાજ વખ્તમાં બેશુદ્ધ થયો. તે હીનભાગ્ય શલ્યદાશ જરા જરા વારે પોતાની ચશ્મો ઉઘાડી તેની વહાલી બેન તરફ ફેરવતો. થોડોવાર રહી તે તરફ નજર ફેરવતાં તેને તે જગ્યાએ માલમ પડી નહી, પણ તેની નજરનાં નજીકનાં ખુણામાં તેને બાંધીને ઉભી રાખેલી નજરે પડી તે વખતે તેની આંખમાંથી મોતી જેવાં આંસુ ટપકતાં હતાં તે તે

જોયા કરતો હતો. મગર. તેની. જીભ તે વખતે તેની બેનને ધીરજ આપવાને ઘણીજ અશક્ત હતી. કારણ તેનાથી તે વખતે બોલાઇ શકાતું નહતું ત્યાર પછી તે એટલો બેફાંમ પડયો કે તે કયાં છે તેની તેને સુદ્ધ રહી નહી.

તે સહવારનાં જોએચ તો તેની શાવતર માતનાં પલંગ ઉપર છે, એક બાજુએ ભાનુમતી પડેલી છે તે જોઈ તેણે ધીરા અવાજે કહ્યું—ભાનુમતી—ભાનુમતી—ભાનુમતી. આ શી આપણીપર બલા! આ શું શિતમ! પણ ભાનુમતીએ તેને કશો જવાબ આપ્યો નહી. તરત તેનાં બાંધેલા હાથપર નજર પડી તો તે જોએચ શું કે તેનાં બેઉ હાથપર અમી સંવસ્કાર થએલો દીઠો. તથા તે સાથ એટલા તો કાળા થઇ ગયા હતા કે ગોયા લખવાની શાહી પણ ભલી હોય. તે જોઇ તેને પોતાનાં હાલ ઉપર રડવાનું જારી કીધું. તે અવાજ સાંભળી તેની નિર્દય માત આવી તેને બોલી કે એ ચંડાળ ઘાતકી છોકરા હવે પછી તું તારા પીતાને લખી જણાવશે કે? મુજ વિશેની વાત જી આંગળ કરશે કે? તેને ડરનાં બાધેલાએ તરત ના કહ્યું અને ઘણીજ મિનત કીધી ત્યારે ને નિર્દય માતાએ એક ગ્લાશમાં કંઇ લાવીને તેનાં હાથ ઉપર છાંટયું ત્યારે તો તેનાં હાથ ઉપર આતસનાંજ સોહોલા બળતા હોય તેમ થયું. પછી તો તેને દંમબદંમ રડવાનું શરૂ કીધું ત્યારે તેની ઘાતકી માતાએ તેનાં હાથ છોડયા. હવે જેવો તે બંધમાંથી છુટો તેવોજ તેની બેન જે ભરનિંદમાં સુતી હતી તેને જાગૃતી કરવા લાગ્યો પણ તે કયમે કરતાં ઉઠે

નહી. શત્યદાશે પોતાના મનમાં વિચાર કીધો કે રખેને મારી શુકુમાર બેનનુ મૃત્યું નિપજ્યું હોય—અગર હેબતથી તેની છાતી દબાઇ ગઇ હોય—એમ સમજી તેનાં ગાળ ઉપર તથા શરીર ઉપર હાથ મુકી જોયા તો શિતળગાર જણાયા ત્યારે તેનો હોશ ઉડી ગયો અને મોટેથી ચીશ પાડી કે ભાનુમતી સ્વર્ગવાસી થઇ. તેવીજ તેની શાવતર માત દોડતી આતી તેને પુછવા લાગી કે શું છે? તે બોલ્યો, ભાનુમતીના હાથ પગ થંડગાર થઇ ગયા છે, મેં પૂષ્કળ હાલવી તથા બોલાવી પણ બોલતી નથી; ત્યારે મેં જાણ્યું કે તે સ્વર્ગ-વાશીજ થઈ હોય એમ સમજી મેં મોટેથી આરોલી મારી. હવે એવા જ્યારે તેનાં મ્હોડેના સખુનો સાંભળ્યા તથા તેવો મામલો પોતાની નજરે જોયાથી તે ઘાભરી પડી જઇ એક કાંદો શત્વર ભચડી તેનાં નાક આગળ ધર્યો જેથી તેની છાતી ઘણાં વારે ખુલ્લી થઇ પછી તેની ઘાતકી માતે એક ઓરસીયાપર કંઇ દવા ઘસીને બે ચમચ્યા ભરી પાઇ જેથી તેના દીલમાં ગરમી આવી અને હુશીઆર થઇ ને બેઠી. અને પોતાનાં હાથ તરફ જોઇ તેનાં ભાઈનાં ગળામાં મીઠી મારી જાર બેજાર રડવા લાગી. અને ભગવાન પાસ વિનંતી ગુજારી કે હે કૃપાનીધી! હે દયાસાગર! હે શિવ! હવે તારી દુઃખી બાળકીને આ વિપત્તીમાંથી છોડી સુખી કર. મારી શાવતર માત મને બિન—નાહેક સતાવી જે દુઃખો પાડે છે તે હવે મુજથી દેખી તથા સોસી સકાતાં નથી. તેથી હે કૃપાલુ સાગર! બેહેતર છે કે મારી જીંદગીનો જલદી અંત લાવ.

"ભાઇ શત્યદાશ"! મારી એક તુજ પાસ વિનંતી છે. ભાનુમતી દુઃખીત ચેહેરો કરી બોલી. "જો તમો મારૂં ભલુ ઇચ્છતા હો તો મારા ગળામાં એક મોટો પથ્થર બાંધી આ નજીકના કુવામાં મને નાંખે કે જેથી હું દલગીર ન થતાં અતિઅંત ખુશી થઇશ."

"બેન ભાનુમતી"! આટલી ઘાભરી શાની પડી શત્યદાશ ધીરજથી બોલ્યો. "જરા ધીરજ રાખીને જો કે આપણી શાવતર માતાએ તારા કરતાં મારા શરીરનાં કેવા બુરા હાલ કીધા છે કે તે જોયાથી તારી ખરેખર ખાત્રી થશે. બેન! મનુષ્ય માત્રનું ચિંતવેલું ક્વચિતજ પાર પડે છે. પણ બહુદાં પડતું નથી." જેમઃ—

## દોહરો.

મેરો ચિંતિઓ હરના કરે, કાહા કરૂ મેં ચીત્;
હરકો ચિંતિઓ હર કરે, તાપર રહુ નચિંત્.

વાસ્તે હે બેન! ભગવાન આપણુને જેમ રાખે તેમ રેહેવું શજાવર છે. સાંભળ. આપણી વહાલી માત સ્વર્ગવાસી થયાથી આપણી ઉપર કેવા હાલ પડે છે—ઘાતકી માત કેવો જુલમાત ગુજારે છે—પણ તે આપણને દુઃખી કરી કો કાળે પણ સુખી થશે કે?

હવે હરીદાશનાં તેની ખાટીક માતે કેવા બુરા હાલ કીધા હતા તે જુઓ. તેને એક જાડી દોરડીથી પલંગનાં પાયાએ જકડીને બાંધી તે ઓરડાને સાંકળ મારી હતી

શાયદાશે ભાનુમતીને કહ્યું, આપણા અભ્યાસવાળા ઓરડાને અઘાપ સાંકળ મારેલી છે–હરીદાશ નજરે પડતો નથી– તે ક્યાં હશે વારૂ? બેન ચાલ જોઉં, તે સાંકળ ખોળી આપણે અંદરથી આપણાં અભ્યાસની ચોપડી લાવ્યે વારૂં? એમ કહી તેઓ બેઉ જણાં ત્યાં ગયાં અને હાથ ન ફાવે તોપણ જેમ તેમ કરી તે બારણું ઉઘાડી જોયું તો નિર્દોષ બિચારા હરીદાસને એક મોટી જાડી દોરડીથી જકડી પલં-ગનાં પાયાએ બાંધેલો છે, અને તે બિચારાનાં ડોળા લાલ ભડક થઈ જઇ ઉપર નિચે આવ–જાવ કરે છે, પણ જરા રહી તેણે તો એકદમ માથુ જોકાવી દીધું, તેવોજ તે દોરડીનો એક છેડો તેનાં ગળામાં મજબુત ફાંશની મિશાલે બેઠો, તે જોઇ શાયદાશે તરત પોતાનાં ગજવામાંથી છરી કહાડી ગુસ્સામાં તે દોરડીનાં કટકે કટકા કરી નાખ્યાં. હવે પ્રીય વાચક જુઓ કે જોકે તેઓના હાથને ભારી નુકશાન થયું હતું તોપણ તેને ઉચલી પલંગ ઉપર સુવાડયો તેવીજ તેને એક હાય નાંખી બેસુદ્ધ થઇ ગયો તેને જોઇ ભાનુમતી થર–થર ધૂજવા લાગી અને વાચા પણ ઉપડે નહી એવી થઈ તે જોઇ શાયદાશનાં હાંજાં ગગડાઇ ગયાં. ભાનુમતી ઘાભરી પડી ઉતાવળમાં કાંદા લેવા જતી હતી તેવામાં ઉંબરની ઠેશ લાગ્યાથી તે નિચે તુટી પડી જેથી તેનાં મંડયાને ખુબ લાગું અને લોહીલોહાંન થઇ ગઇ. તોપણ પોતાનાં ભાઇની એવી હાલત જોઇ હઠી નહી. તેવી તેવી પણ એક કાંદા લઈ આવી પોતાનાં વહલા ભાઇનું માથું પોતાંનાં ખોળા ઉપર મુકી તે સુંઘાડવા લાગી જેથી હરીદાશ

ઘણો વખત ગયા પછી સુદ્ધિમાં આવી તેનું માથું પોતાની વહાલી બેનનાં ખોળાપર મુકેલું જોઇ બોલ્યો.

"બેન ભાનુમતી"! અરે આપણે કેવાં અભાગ્યાં! કેવાં દુ:ખી! હરીદાશ બોલ્યો. "માત વગરનાં બાળકોને ભગવાને શા શારૂ શરજાવ્યાં હશે? આપણી વહાલી માત આપણને છોડી ગઇ તે વિશે તેને દયા ન આવી હશે? આપણી ઉપર જે દુ:ખો પડતાં હશે તે શું તે નહી જોતી હશે? અરે ભગવાન! હમોને શરજાવ્યાં તે આ દુ:ખ જોવાને વાસ્તે કે? હે કૃપાળુ દયાનિધી સાગર હવે તારો દયારૂપી શાયો હમારી ઉપર છોડી સુખી કર."

"ભાઇ શત્યદાશ"! અગરજો તમોએ કાગળ ન લખ્યું હોત તો ઘણું શારૂં થાત. હરીદાશ બોલ્યો. "કારણ આવો જુલમાત આજ આપણી ઉપર પડત નહી."

"ભાઇ હરીદાશ"! જે બનવા કાળ હોય તે કદાપી મીટતો નથી. શત્યદાશ લીન મુદ્રા કરી બોલ્યો. "વિધાત્રાના લેખ કદાપી વ્યર્થ જતા.નથી." જેમ:—

દોહરો.

હોને હાર હિરદે બસે, બિસર જાએ સબ સુદ્ધ;
જૈસી હોની હોવગી, વૈસી ઉપજત બુધ.

તે પ્રમાણે જેવો બનવા કાળ હોય તેવી બુદ્ધિ સુચવે છે. તેમાં મારો શું દોશ?

"ભાઈ શત્યદાશ!" તમોએ આ આફતમાંથી બચવ

વિશે પ્રયત્ન કીધો, મગર તે ફોકટ જઇ ઉલટો દુઃખમાં વધારો કરી લીધો. ભાનુમતી બોલી. "હવે પછીબી આપણાં નશિબમાં શું દુઃખ જોવાનું હશે તે કોણને ખબર."

હવે આ આફતથી તેઓ હુશીયાર થયા પછી તેઓનાં પીતાનું કાગળ શર્વે કુટુંબને મધુરશ શેહેરમાં બોલાવવા વિષેનું આવ્યું, ત્યારે પૂષ્પવંતીએ શર્વે તૈયારી કરી શત્યદાશ જોડે તેની જીને કેહેવડાવ્યું કે તમારા પૂત્રનું કાગળ શર્વે કુટુંબને લઇ મધુરશ શેહેરમાં આવવા વિશે લખ્યું છે તેથી તમોએ તમારી તૈયારીમાં રેહેવું. ત્યારે મૈનાવંતીએ તેની વહુને કેહેવડાવ્યું કે "હું તો ન આવીશ, તારે જોઇએ તો તું બાળકોને લઇને જા."

પૂસ્પવંતીએ પોતાની સાસુ જે મૈનાવંતી ઉપર ખાધા પીધાનો તથા તે વતરોગે જે બિજો વાખો ગુજાર્યો હતો તેથી તે ઘણી કંટાલી ગઇ હતી. મધુરશ શેહેર જવાને ચાર દિવસ રહ્યા છે તે સંધીમાં શત્યદાશની જીએ તેને કને તેડી કહ્યું, દીકરા જે હું તને એક ચીઠ્ઠી આપું છું તે તારાં પોતાનાજ હાથમાં આપજે બીજા કોઇના હાથમાં આપીશ માં. એ રવેશે તેને કહી તેનાં હાથમાં તે બિડેલી ચીઠ્ઠી આપી તે લઇ તેને પોતાની અભ્યાસની ચોપડીમાં મેલી.

હવે બનાવ એવો બન્યો કે રાત્ર પડતાંજ મૈનાવંતીની તબીએતમાં એકાએક બિગાડો થયો જેથી તે વધારે ઘભરાવા લાગી અને રાતનાં ત્રણ વાગાને શુમારે કંઇ પણ બોલ્યા વગર સ્વર્ગવાસી થઇ. તે જોઇ ઘેરમાં મોટો આ

હાઃકાર થઇ રહયો. ભાનુમતી શત્યદાશનાં ગળે બાઝી નવ-
જાર આંસુએ રડવા લાગી. હરીદાશ ધાભરો પડી પોતાનાં
ઓરડામાં જઇ પોતાનું માથું જમીન સાથ અફાલી રડવાનું
જારી કીધું. પૂષ્પવંતી આંખમાં ઝળઝળાં પાણીનાં ભરાઇ
આવ્યાં. અને તે નાખુશ ખબર કનકશેનને લખી જણાવી.
જેથી તે ભારી ગમગીની સાથ એક માશની રજા લઇ
પોતાને ઘેરે આવ્યો. બિજે દહાડે શત્યદાશ અભ્યાશ કરવા
બેઠો છે તેવામાં તેને પેલી ચીઠ્ઠીની યાદ આવી તેવોજ તે
તે ચીઠ્ઠીને લઇ પોતાનાં પીતાના હાથમાં આપી તેની કને
બેઠો. કનકશેન તે ચીઠ્ઠી વાંચી એક શરદ હાય મારી તેને
ગજવામાં મેલી.

હવે તે ચીઠ્ઠીમાં શું લખેલું હશે તે શત્યદાશને કયમ
માલમ પડે તેના વિચારમાં તે હતો. પિતા ઉદાશમાં બેઠેલા
છે તેથી કયમ પુછુ? પુછ્યાથી વધારે ઉદાશમાં તો ન
થાય? તેથી કરવું કયમ તે કંઇ તેને શુજ પડે નહી.
સાંજનાં વખતે તેનો પીતા ઓટલા ઉપર એકાંતવાસે બેઠેલો
છે-કને કોઇ નથી-હવે એ સંધી પુછવાની સારી છે એવું
તેને મનમાં વિચારી પિતાને દયામણો ચેહેરો કરી પુછ્યું
"પિતાજી જે કાંગળ મેં તમને લાવી આપ્યો તેમાં શું
લખેલું હતુ તે તો જરા મને કહેશો?"

"શત્યદાશ ભરમ ખુલ્લો કરવામાં કશો ફાયદો નથી
તેનો પીતા કનકશેન ઉદાશ થઈ બોલ્યો. કેહતી છે કે:—
'ભરી મુઠ્ઠી લાખની-ને ઉઘાડી તે ખાખની.'

"પીતાજી"! તે ચીઠ્ઠી મને દેખાડાવો ત્યાર વગર મારૂ મંન શાંત થશે નહી, શત્યદાશ કરગરીને બોલ્યો. "જેમ એક મચ્છ પાણી વગર તફડે છે તેમ તે ચીઠ્ઠી જોયા વગર મારૂં મન તળવલે છે. વાસ્તે કૃપા કરી તે ચીઠ્ઠી મને વાંચવા આપશો"

હવે શત્યદાશનો આગ્રહ વધારે જોયાથી તેના પીતા કનકશિને તે ચીઠ્ઠી તેને વાંચવા આપી. હવે તે ચીઠીમાં શું લખેલું હતું તે પ્રીય વાંચનારની જાણ્ કીજે નિચે ઉતારી લિઉં છું.

**મારા વહાલા બેટા કનકશીન.**

જ્યારથી તમો બીજી સ્ત્રી લાવ્યા ત્યારથી તેને મારી ઉપર તથા માત વગરન બાળકો ઉપર ભારી આજાબ તથા જુલ્‍મ ગુજાર્યો છે. કે જેનું વર્ણન લખતાં મારી કલમ અતી કંપાયમાન થઇ, આગળ ચાલતી બંધ થઇ હતી. હવે તે વિશે મેં તથા શત્યદાશે તથા તેના દાદાએ તમારી ઉપર કાગળો લખ્યાં હતાં તેથી તમો વિદિત હશોજ. જ્યારે તે વિશેનું ઠપકા ભરેલું કાગળ તેને મળ્યું ત્યારે મારી સાથ ભારે કજીયો થયો અને મને મારવા આવી. તેવા વખતમાં મોહલ્લાનાં લોકો વચમાં ન પડયાં હોત તો બચિત મને તે મારત. ત્યાર પછી માત વગરનાં બાળકો ઉપર તેને ભારી શિતમ ગુજાર્યો હતો તે એવી રીતે કે :- તેઓને જાડી રસીથી બાંધી ઉંધા ટાંગી માર માર્યો તથા તે સાથ હાથ ઉપર દહાંમ દીધા તે તો જુદા. આ નીશા-

નીને વાસ્તે તે બાળકોનાં હાથ તપાસી જોવા-હાલ-બેહાલ થયા છે તે ઉપર દર્યાફ્ત કરવી-ભાનુમતી દુઃખની મારી કુવામાં પડવા વિષે ધમકી આપતી હતી તે વિશે પુછી જોવું. હવે જ્યારે શર્વે તરફનો ભારી કકલાત મારેથી દેખી શકાયો નહી તેમજ શહન પણ કરી શકાયો નહી તેથી આ દુઃખમાંથી છુટવાને લીધે મેં વિષ પ્રાશાન કરી મારો જીવ ઇશ્વરને શોંપ્યો છે. તેથી તમોએ કંઇ દલગીર થવું નહી. પણ એક મારી ફરજ તમોને સોંપી જાઉંચ તે ઉપર ખુબ નિગાહ તમોએ પોહોંચાડવી તે એકે :-માત વગરનાં દુર્ભાગ્ય તથા દુઃખી બાળકો ઉપર જે ભારી શિતમ ગુજરે છે તેમાંથી તેઓને બચાવવાં અને તેનો અટકાવ કરવો-તેની ખરદાસ્ત લેવી-ભાનુમતી ઉમરે પોહોંચતાંજ તેના જલદી લગ્ન કરી આપવાં કે જેથી તે હીનભાગ્ય પૂત્રી દુઃખમાંથી છુટે. તમારી સ્ત્રી તમોને કાવાદાવાથી ઉંધુ-ચતુ સમજાવશે તે ઉપર તમોએ બિલકુલ વિશ્વાશ કરવો નહી. અને બનતાં સુધી બાળકોનું ભલું થાય તેમ કરવું. અગરજો બેટા, બાળકો ઉપર ભારી શિતંમ ગુજરશે તો તેઓ ઉછાછળાં લોહીનાં શું કરશે તેનો ભરોશો નથી. કદાચ કંઇ અકસ્માત થયાથી તમો બેઉ જણાં દુન્યાંની કાળીટીળીને પાત્ર થશો. વાસ્તે મારા સમજુ બેટા ખુબ દુર અંદેશી વાપરી જે કામ કરવું હોય તે કરવું. તેઓની માતા નથી કે તેઓને બચાવી લેશે મગર તે તો આગળ રહી ફેશતો કરાવશે. મારૂં જરજવીઆન તથા નવાં કપડાં છે તે મેં મારી ખુશીથી ભાનુમતીને આપ્યાં છે. તે તમોએ તેનાં

લગ્ન વખતે તેને આપવાં. એક હવેલી જે મારા તાબામાં બજારપુરામાં છે તે તમોએ તમારા બેઉ પૂત્રોને નીમે હીસ્સે પોતાની વયે પોંહોંચતાં વેહેંચી આપવી. આ જરજરીયાના તથા હવેલી વિશે તમારી સ્ત્રી તમોને ઉંધાચતા સમજાવશે તો તમોએ સમજવું નહી. કારણ માત વગરની બાળકી અને બાળકો છે તેનો શું રસ્તો? વાસ્તે મારા જરજરી-આંનનો કંઇ પણ ભાગ તેને આપવો નહી. તમો તમારી સ્ત્રી ઉપર જે પ્રીતિ રાખશો તેનાં કરતાં દશધણી જયાદ બાળકો ઉપર રાખી હેતથી બોલાવી સમાચાર પુછતા રેહજો. એજ મારી છેલી વિનંતી છે.

લી૦ હું છું

તમારી દુઃખી અને મોતને આધીન થયલી

**માતુશ્રી મૈનાવંતીનાં આસીસ.**

પ્રીય વાંચનાર! જો મૈનાવંતીને શુશીલ વહુ મળી હોત તો આવા દુર્ઘટ પ્રસંગમાં તે પડત નહી. તેનો મુલ્ય-વાન પ્રાણ ખોત નહી. અરે! મૈનાવંતીએ જયારે કૃતઘ્ન વહુના શિતંમથી કંટાળી જઇ વિષ પ્રાશાન કીધું ત્યારે પેલાં હીનભાગ્ય બાળકોની શી દશા? હવે ખચિત તે નિરાધાર થયાં. તેઓને આશરો આપનાર તથા દુઃખની પ્રસંગે ધીરજ આપનાર કોઇ ન રહ્યું. અરે તેઓની માત તો ગુમ થઇ હતી, પણ તેનાં બદલામાં મૈનાવંતી તો જીવંત રેહવી હતી! પણ તે બને કયાંથી, તેઓની માતનું સ્મરણ અ.દ્યાપ વિસરસ્મરણ થયું નહતું. તેટલામાં આવળી બીજી

વિપત્ત! અરે એ કેવાં અભાગ્યાં બાળકો! કેવાં દુઃખી! કેવાં હીનભાગ્ય! અરે! તેઓનાં નશિબમાં અદ્યાપ શું શું દુઃખો જોવાના હશે? ને શી વિપત્તિઓ ભોગવવાની હશે? કયા દુઃખના વમળનાં મોજામાં સપડાવાનું હશે? તે તેઓને શું ખબર!

હવે જ્યારે મૈનાવંતીની લખેલી પત્રિકા શત્યદાશે વાંચી ત્યારે તેને આંખમાં આંસુ લાવી પિતાજીને કહ્યું, પિતાજી, આ વાત ખરેખરી બનેલી છે તેમાં અક્ષરશા પણ ખોટી નથી. અરે! બીન નાહેક મારી જીએ પોતાનો શુનાં સરખો જીવ દુઃખો પડવાથી બરબાદ કર્યો તેવો કોક પ્રસંગે હમારો તો ન થાય પિતાજી!

"શત્યદાશ"! તેમ કદાપી થશે નહી તેનો પિતા કનકશેન બોલ્યો. "આ પત્રિકાની વાત તારે કોક આગળ કરવી નહી, તેમજ તારા બહેનને પણ કહેવી નહી. કારણ જાહેર થયાથી ઉલટી તેમાં મારી હાની થશે."

"પિતાજી"! તેમ કદાપી હું કરીશ નહી. તેનો પૂત્ર શત્યદાશ બોલ્યો. "જોયા મારા હાલ-બેહાલ-જરા મારા હાથ તરફ તો નજર કરો તે કેવા બદશિકલ થઇ ગયા છે. વહાલી બેન ભાનુમતી દુઃખથી મારી કંટાળી ગઇ છે. હરીદાશ કાવરો-બાવરો થઇ ગયો છે અને તે બહારગામ પળાયણ કરવાની તજવીજમાં છે."

"શત્યદાશ"! હરીદાશ ખરેખર પળાયણ કરવાની તજવીજમાં છે? તેનો પિતા કનકશેન બોલ્યો.

"પિતાજી"! હા, તેમાં કંઇ શક નથી! તેનો પૂત્ર શત્યદાશ બોલ્યો. "કારણ તે દુઃખથી અતિ કંટાળી ગયો છે."

"શત્યદાશ"! જા તો તેને શત્વર બોલાવી લાવ. તેનો પિતા કનકશેન બોલ્યો.

"પીતાજી"! આપણા હુકમને તાબે છું. શત્યદાશ બોલ્યો."

હવે શત્યદાશ ત્યાંથી ઉઠી પોતાના ભાઇ હરીદાશને તેડી લાવી પિતાની હજુરમાં ઉભો કીધો.

"હરીદાશ"! તું શું પલાયણ કરવાની તજવીજમાં છે? તેમ કદાપી કરીશ નહી. તેનો પિતા કનકશેન બોલ્યો. "હું થોડા દીવસમાં જનાર છું ત્યારે તમોને સાથે લેતો જઇશ. હવે તે વિશે તારે કશી ફીકર કરવી નહી."

પિતાનાં મુખથી એવા વચન સાંભળી હરીદાશની ખુશીનો કંઇજ પાર રહયો નહી. હવે કનકશેનને પોતાની નોકરી ઉપર જવાને શાત આઠ દીવસ રહયા છે તે અરસામાં તેણે પોતાની મરનાર માતુશ્રીની શર્વે માલ-મીલકત ની એક યાદી કરી શર્વે જણસોને જ્યાં ઘટે તેવી પેટીમાં મુકી તાળુ મારી શિલ માર્યાં અને કે સર્વે પેટીઓને એક અલાહીદા ઓરડામાં મેલી ટાળું માર્યું. અને પોતાની સ્ત્રી ને કહ્યું કે બાળકો મારી સાથ આવે છે વાસ્તે તેઓનાં કપડાં બાંધી તૈયાર રાખવાં. મારી માતોશ્રીની વર્ષ સુધીની

ઉતર ક્રિયા કરવાને વાસ્તે તારા હાથ નિચે એક રશોઇવાને રાખી કામ ચલાવવું. વર્ષ વિતાં પછી હું લખી જણાવીશ ત્યારે તુએ આવવું.

"પ્રાણનાથ"! બાળકોને ત્યાં શું કરવા લઇ જાવ છો? તેની સ્ત્રી પુષ્પવંતી ફીક્રૂ ચઢાવી બોલી. "ત્યાં એ બાળકોનું શું કામ? હયાં મારા હાથ નિચે રેહેશે તો વધારે સારૂં. કારણ હું હવે ઘેરમાં એખલી રહી તેથી મને ગમત થશે નહી ને ચિત ઉદાશમાં ને ઉદાશમાંજ રેહેશે તેથી બે બાળકોને સાથે લઇ જઇ ભાનુમતીને હયાંજ રાખવી."

"પ્રાણપ્રીયા!" શર્વે થઇ રેહશે પણ બાળકોનાં કપડાં બાંધી તૈયાર રાખવાં. તેનો ભરથાર કનકશેન બોલ્યો."

હવે બિચારી ભાનુમતી ધાભરી પડી જઈ પીતા (કનકશેન) ક્યારે ઓરડામાંથી બહાર નિકળે કે મારે લીધે કાળા–વાળા કરૂં. જયારે તેનો પીતા કનકશેન ભોજન કરી રહયા પછી ઓટલાપર બેઠો છે તે જોઇ ભાનુમતીએ પીતાને ગળે વળગી કહ્યું, પિતાજી મને સાથે લઇ જજો. હવે હું મારી શાવતર માત સાથે નથી રેહેવાની. અગર તમો જો મને મારી શાવતર માત કને રાખી જશો તો દુઃખની મારી કુવો પુરીશ. અગર નહી તો મને મારા દાદાને ત્યાં મુકી જવી કે જેથી હું શુખી થઇશ અને પડતી આફતથી બચીશ.

"ભાનુમતી"! તારે તે વિશે કશી ફીકર કરવી નહી,

તેનો પિતા કનકશેન બોલ્યો. "હું જઈશ ત્હારે તને પણ સાથે લેતો જઈશ."

આ વાત સાંભળી ભાનુમતી હર્ષમાં આવી પોતાના ભાઈ શત્યદાશને કેહેવા લાગી–પ્રીય ભાઈ આપણા ઉપર શ્રી ભગવાન ત્રુઠ્યો છે કે જેથી આપણે આ બલામાંથી છુટી જલદી મોકલા થઈશું.

બિજે દિવસે કનકશેને મધુગ્રા શેહેર જવાની તૈયારી કીધી. તે વખતે ભાનુમતીની શાવતર માત (પુષ્પવંતી) એ તેના વીશે ઘણી હુજત લીધી, પણ તેના પીતા (કનકશેને) પોતાની પ્રાણપ્રીયાની દરકાર ન કરતાં ભાનુમતીને સાથે લીધી. જે વખતે શર્વે બાળકો ગાડીમાં બેઠા તે વખતે તેની શાવતર માતનો ચેહેરો ગોયા ચંદ્રને ગ્રહણ લાગ્યા બરોબરનો થયો હતો.

કનકશેને જે હવેલી મધુગ્રા શેહેરમાં ભાડે લીધી હતી તે ઘણીજ રમણીય અને શોભાયમાન હતી. તે હવેલીની વચમાં એક મોટો ચોક હતો કે જેથી તે બે ભાગમાં વેહેંચાઈ ગઈ હતી. દરએક ભાગમાં છ છ ઓરડાઓ હતા અને તે દરએકમાં શોભાયમાન રંગ બેરંગીન તખતાઓ તથા ગાલીચાઓ પાથરેલા હતા. અને ગોળ ટેબલો વચ્ચે ખુરશીઓ ગોઠવેલી હતી. હવે કનકશેનનો ઓરડો પાછળા ભાગ ઉપર આવેલો હતો, અને તેમા ઘણી શોભા આપનારી ચીજો મુકેલી હતી કે જેથી તે ઓરડો ગોયા ઇંદ્રાશન જેવો ભાસતો હતો. હવે કનકશેને પોતાનાં બાળ-

કોને કહ્યું કે તમને કયા ઓરડાઓ પસંદ છે તે કહો એટલે ત્યાં હું શર્વે તજવીજ કરી આપું.

હવે શત્યદાસે જાણ્યું કે જો હું મારા પીતાનાં ભાગ તરફનો ઓરડો પસંદ કરૂં અને પછી જો મારી શાવતર માત આવી તો મને ત્યાં ટકવા દેશે નહી. તેથી બેહતર છે કે પેહેલાજ ભાગનો ઓરડો પસંદ કરૂં તેમાંજ મારી વધારે બેહેતરી છે. એમ સમજી તેણે પીતાને કહ્યું— "પીતાજી, તમે જે ભાગના ઓરડામાં રહો છો તે ભાગનો ઓરડો મને જોઇતો નથી. પણ પેહેલા ભાગનો ઓરડો જોઇએ છે." તેજ પ્રમાણે હરીદાસે તથા ભાનુમતીએ પણ માગી લીધો. અને તે પ્રમાણે તેઓના પીતાએ તૈયારી કરી આપી.

પ્રીય વાંચનાર! ભાનુમતીએ જે ઓરડો પસંદ કીધો હતો તે ધોરી રસ્તાપરનો લોકોની ભારે આવજાવ થતી હતી ત્યાંનો હતો તેની પાસેનો શત્યદાશનો તથા તેની પાસેનો હરીદાશનો હતો. અને જે દાદર આગળનો છેલો ઓરડો તે તેઓને અભ્યાશ કરવા આપ્યો હતો અને તેઓને એકજ નિશાળે પઢવા મુકયાં હતાં.

શત્યદાશ જે વર્ગમાં બેઠો હતો તેનાં મેહેતાજીનું નામ 'શાંતારામ' કરી હતું. તેનાં હાથ નિચે તે જે ગણિત વિદ્યામાં ઘણો કાચો હતો તેમાં હુશીઆર થયો. તેનાં વર્ગમાં શેઠ શાંતીદાશનો પૂત્ર ધીરજલાલ કરી હતો તેની સાથે તેને વધારે મિત્રાચારી થઇ. તે ભલો છોકરો ઘણું

ઉદાર દિલનો, સારી મશલતનો આપનાર તથા દોસ્તીને લાયક હતો. તેણે તેની સાથ એટલી તો મિત્રાચારી રાખી કે જેથી તે ઉદાર દીલનો ધીરજલાલ મગન રેહતો. શત્યદાશ તેને ત્યાં દરરોજ જતો તેમજ ધીરજલાલ પણ સ્કુલની રજાની વખતે તેને ત્યાં આવતો. હવે રેહેતાં રેહેતાં તેઓની પ્રિતીનો ગાંઠ એટલો તો મજબુત થયો કે કોઈ પણ છુપી વાત હોય તે એકમેક આગળ છુપાવતા નહી.

કનકશેને પોતાનાં બાળકોનાં અભ્યાસને સારૂ સાંતારામ મેહેતાજીને દર માશે ૩૫) નો પગાર આપવો ચાલુ કીધો અને બાળકો પણ અભ્યાસપર સારૂં ચિત આપી શિખતાં હતાં જેથી સાંતારામ મેહેતાજી અતિ ઉલટમાં આવી તેઓનો અભ્યાસ આગળ વધારતો.

શત્યદાશ જ્યારે પોતાનાં વર્ગનાં નિશાળ્યા ધીરજલાલને ત્યાં જતો ત્યારે તેની બેન રૂખમણી તેણે તેનાં વર્ગમાં શું અભ્યાસ ચાલે છે તે વિશે પુછતી તે સાથ કઠણ કઠણ હિશાબો તેને કરવા આપત પણ તે હિશાબ ધીરજલાલ ન કેહે તેટલામાં તે કહી આપત તે જોઇ રૂખમણી તથા તેનો પીતા શાંતીદાશ અતી મગન થતાં. જેમ જેમ સમો આગળ ચાલતો ગયો તેમ તેમ તેને શર્વેનો પ્યાર હરણ કરી લીધો. શાંતીદાશનો બોહલો વેપાર ચાલતો હતો અને તેમની પેહેડીઓ, રામપુર, દ્વારકાં, અને મધુરશમાં હતી.

કનકશેન પોતાનાં બાળકોને સાથે લઇ દરરોજ વાડીએ ફરવા જતો હતો તથા હેતરાખી વહાલથી તેઓનાં

નરમ ગાળોપર ચુંમીઓ દેતો. બાળકો, પીતાનાં આરામ-ગાહની વખતે તેની પાસ બેસી પગચંપી કરતાં અને પછી સુવા જતાં. હવે તેઓને ત્યાં સર્વે રીતનું શુખ હતું એક ન્યુનભાર સુધાં દુઃખ ન હતું તેથી તેઓનાં ચેહેરામાં અતિશય ફેરફાર થઈ ગયા હતો. ભાનુમતીનો જે ચેહેરો પેહેલાં કરમાઇ ગયો હતો તે પાછો તરો-તાજગી ઉપર આવી ચમકવા લાગ્યો. પણ જેમ જેમ તેઓની શાવતર માતનાં આવવાનાં દિવસો નજીક આવતા ગયા તેમ તેમ તેઓ ફિકરમાં પડયા કે પાછી જીવતી બળા હમોને નડશે.



પ્રકરણ ૭ મું.

## દુઃખનાં ભારી વાદળો.

## (ભાનુમતીનુ મરણ.)

મૈનાવંતીની વર્ષ વાળાની ક્રિયા પુરી થયાપછી પૂષ્પ-વંતીનુ પનોતું પગલું મધુરશ શેહેરમાં બિરાજયું, તે વખતે બાળકોની ધાસ્તીનો કંઇજ પાર રહયો નહી. કહેતી છે કે ટાઢ જાએ રૂએ–ને આદત જાએ મુવે” તેમ પાછો પેહેલાનાં જેવો પૂષ્પવંતીએ દોર ચાલુ કીધો. જ્યારે ધીરજલાલ શત્યદાશ કને આવતો ત્યારે તેઓ અભ્યાસવાળા ઓરડામાં બેસી વાતો કરતા તે તેની ધાતકી શાવતર માત પૂષ્પવંતીથી દેખી શકાયું નહી તેથી તેને પોતાના ભરથારને

સમજાવીને કહ્યું કે આપણું ઘેર બચ્ચરબાળ અને ભાનુ-
મતી દંનપર દંન જુવાનીમાં આવતી ચાલી અને તે
ધીરજલાલ શાથ બેસી છુટથી ઠીઠી-ઠાઠા કરે છે એ કોઇ
વખત પણ આપણા મેળવેલી આબરૂને ધોકો લગાડશે
વાસ્તે આપણે ત્યાં ધીરજલાલ પાછો આવે નહી એવી
તજવીજ તમારે કરવી જોઇએ. હવે એ વાત રામદાશ
નાંમનાં શિપાઇએ શત્યદાશને આવીને કહી તેથી તે એક પણ
શબ્દ બોલ્યા વગર પોતાનાં અભ્યાસવાલા ઓરડામાં જઇ
તે હેવાલની એક ચીઠ્ઠી લખી પોતાનાં જોસ્તાનમાં રાખી
બીજે દહાડે નિશાલેથી આવતાંને ચીઠ્ઠી તેનાં ભલા
મિત્રનાં હાથમાં આપી કહ્યુ-"મિત્ર, હવે આપે મારે ત્યાં
આવવું બધ કરવુ જોઇશે" અને તે શિંને ખુલાશો
આ ચિઠ્ઠીથી થશે.

જ્યારે શત્યદાશનાં મ્હોડેથી આવા સખુનો સાંભલ્યા
ત્યારે ધીરજલાલ વિચારમાં પડયો કે કોક દહાડે મને મારા
મિત્ર આવા શબ્દો બોલ્યો નથી ને આજે કેહેછે એનુ
શું કારણ હશે?

હવે ધીરજલાલે તે ચીઠ્ઠી વાંચ્યા પછી તેના દુઃખી
મિત્રની મુલાકાત લઇ કહ્યું, મિત્ર, આપે તિલમાત્ર કાળજી
કરવી નહી. તમો કેહતા હો તો તમને તથા તમારા ભાઇ
ને મારી પેહડી પર ચાકરીએ રખાવીશ, ખર્ચસારૂ રૂપીયા
જોઇતા હોય તો તે હું આપીશ, અગર બીજી શી ચીજ
માગવા ચહાતા હોય તે કહો કે તે પણ લાવી આપીશ.

શ્રી ભગવાનજીએ મારે ત્યાં ઘણું આપેલું છે. તેથી આપે કોઈ પણ પ્રકારની શરમ ન રાખતાં ખુલ્લાં દીલથી માંગી લેવું.

"ધીરજલાલ!" ધન્ય છે તમારી જનની માતની કૂખને કે આવા દુઃખનાં પ્રસંગમાં તમોએ મને એટલી હિંમત આપી. શત્યદાસ બોલ્યો. "કારણ દુઃખનાજ પ્રસંગમાં મિત્રની પરિક્ષા થાય છે." જેમ :-

## દોહરો.

ઔસર મિત્ર પરખીએ, ઘોડા જુદ્ધ બાર;
તિરિયા તબહી પરખીયે, નિર્ધન હોત ભથાર.

તેમ તમોએ જે દુઃખનાં પ્રસંગમાં મને દિલાશો આપ્યો છે તે એક વખાણવા લાયક છે કારણ મિત્ર કરવા તે આપ જેવા ભલા અને સદગુણી કરવા કે દુઃખનાં પ્રસંગમાં ઉપયોગી લાગે.

જ્યારે શત્યદશ કને તેનો ભલો મિત્ર ધીરજલાલ આવ્યો હતો ત્યારે તેની અદેખી શાવતર માત તેનાં પીતાની આવવાની શહા જોતી બેઠી હતી તેટલામાં તેનું ત્યાં આવવું થયું તે જોઈ શત્યદાસે તેનાં ભલા મિત્રને કહ્યું કે હવે તમો હયાંથી જાઓ તો વધારે શારૂ નહીંતો તેનાન કંઈ ભલતુંજ બોલ્યાથી તમને ગુસ્સો આવશે એવી વાત ચીત તેઓની ચાલે છે તેટલામાં તેનો પીતા ત્યાં આવી પોંહચ્યો અને ગુસ્સામાં આવી ધીરજલાલને કહ્યુ, "ભાઈ હમારા બચ્ચરવાલ ઘેરમાં તમારે ફરીથી આવવું નહી. આ

ગરજો આવવું ઘટે તો તે વખતે મને ચેતવણી આપી પછી આવવું.

"પ્રીય શેઠ?" કોઈ દહાડે પણ મુજને બુરૂં લાગે એવો શબ્દ આપે ઓચર્યો નથી અને આજે ગુસ્સામાં આવી કહો છો તેનું કારણ હું શમજી શકતો નથી. ધીર-જલાલ નમ્રતાથી બોલ્યો. "પણ તમોએ જે વેહેમ આ પણાં નિર્દોષ બાળકી ભાનુમતીપર પકડી મને કહોછો તેવી ખરાબ ચાલમાં હુ નથી. તમને વેહેમીત જાળમાં ફશાવના ર એક તમારી પ્રાણપ્રિયા વગર હું બીજા કોકને જોતો નથી. હું આપણું બાળક છું અને ભાનુમતી મારી નાની બેન છે, પણ તે જાતે ભોલી હોવાથી મારી કને બેસી સા ફ દીલથી વાત કરે છે તે ઉપર તમો વેહેમ લાવતા હો તો તમો મુખત્યાર છો. હમો બેઉ જણાં શાફ દિલનાં છિએ. અને શાફ દીલ રાખીજ વાતો કરીએ છિએ. પણ હું એ ટલુંજ જાણું છું કે "જે કરશે તે ભરશે." તેમઃ—

### દોહરો.

કર્મ કરે તે ભોગવે, સર્વ બીજાને સુખ,<br>
જમણો કર કુકર્મ કરે, ડાબ ને નહિ દુઃખ

તેમ મારા પ્રીય શેઠ, જો હું કરીશ તો તેનો લતીજો હું ભોગવીશ. હવે આપણે ત્યાં આવવામાં કશી આબરૂ શોભા નથી જેમઃ—

## દોહરો.

આવ નહી આદર નહી, નહી નૈનોમે નેહ;
ઉસ ઘર કબુ ન જાઇએ, જો બર્સે કચન મેહ;

તેવું ઘેર હવે તમારૂં થયું છે અને ત્યાં આવવામાં કશી આબરૂ શોભા નથી. શેઠ! આપણાં મર્મ-ભેદીક શબ્દો ગોળા એક મારા જીગરને જીવતાં જીવત યંમપુરીમ મોકલ્યા બરાબરનાં છે. શુકર તે ભગવાનનાં કે આપણે ત્યાં આવ્યાથી હું એટલો હદીઓ પામ્યો.

હવે કનકશેને ધીરજલાલનાં એવા બોધરૂપી વચને શાંભળી ત્યાંથી એકપણ શબ્દ બોલ્યા વગર ચાલતો થયો.

"પ્રિયભાઇ ધીરજલાલ!" આપણાં આવ્યાથી મારા પીતાએ જે વેહેમ ધરી જે મર્મ-ભેદીક શબ્દો કહ્યા છે તે મારા જલતા જીગરને વધારે દુઃખીત કરવા જેવા છે. પણ તેનાને વેહમની જાળમાં ફશાવનાર કોણ? હં! એક મારી ઘાતકી શાવતર માત શિવાય બીજુ કોઇ નથી. ભાનુમતી આંખમાં આંસું લાવી બોલી. મારી પ્રીય માત આ સુખ જોવાને વાસ્તે મને મેલી ગઇ હતી કે? મારા પિતાને શું દુઃખણાં ઝીપલાવવા કહી ગઈ હતી કે? હે ભગવાન! હવે આ જીંદગી નકામી છે વાસ્તે શત્વર તારા ચરણ આગળ તારી દુઃખીત કિંકરીને તેડી લે. મારી શાવતર માત કોઇ દીવશે પણ મને શુખમાં જંપી બેસવા દેનાર નથી એતો શત્ય છે. હવે કરવું કેમ ભાઇ?"

"પ્રિય ભગિન ભાનુમતી"! શ્રૃષ્ટીકર્ત્તા પ્રમેશ્વરે જોર

શર્વેને એક શરખું શુખ આપ્યું હોત તો તેનાં ઉત્પન્ન કર્ત્તાને તેઓ ભુલી ગયા હોત. તેથી દુઃખ પાછળ સુખ, અને સુખ પાછળ દુઃખ શોધીજ આપેલું હોય છે. વાસ્તે અવડાં જેટલું દુઃખ તું શોશે છે તેટલું સુખ તું પાછળથી જોશે. તારા પીતાએ જે શબ્દો કહયા છે તે ખરેખર દુઃખ પમાડે એવાં છે. તું જાતે ચંચળ અને બુદ્ધિમાન છે તેથી કોક પ્રકારનાં દુઃખોથી તું હારી ન ખાશે એવી મારી ખાત્રી છે. ધીરજલાલ નમ્રતાથી બોલ્યો.

સમો આગળ ચાલ્યો ત્યારે કનકશેને પોતાનાં બાળકો ઉપરની પ્રીતનો ગાંઠ તોડયો અને તેની પ્રાણપ્રીયા જેમ કેહે તેમ ચાલવા લાગ્યો. ભાનુમતીને જે ઓરડો પેહેલાં ઘોરી રસ્તા ઉપરનો આપ્યો હતો તેને ત્યાંથી કહાડી બીજા ભાગનાં પેહેલા ઓરડામાં રાખી. ઘરનાં રસોઇયાને એવો હુકમ આપ્યો હતો કે તારે મારી રજા વગર મારાં કોઈ પણ બાળકોને કંઇ પણ ખાવાનું આપવું નહી, અગર આપતાં માલમ પડશે તો તને ચાકરી ઉપરથી કહાડી મુકવામાં આવશે. એવી ભપકી તેને આપી હતી. બીજું તારે હમારા વાસ્તે જુદુ ખાણું પકાવવું અને જે ત્રણ દુખતાંઓ છે તેઓને વાસ્તે જુદુ પકાવી શેઠ ન આવે તેની આગમજ ભોજન કરાવી સ્વયંમપાક ઘરમાંથી હાંકી મુકવાં. જુદાં ભોજન વિશે કોક દહાડે શેઠ તને પુછે ત્યારે તે વિશે તુએ ના કેહવું. પણ જુદુ ભોજન તું શું પકાવીશ તે તો મને કેહે?

"બાઇ શાહેબ"! મને તે વિશે ખબર નથી પણ તમો કહેશો તે પ્રમાણે પકાવીશ. તેનો રસોઇઓ લાડુભટ બોલ્યો.

"લાડુભટ!" શવારે લાલ ચોખાનું ધાન અને પાતલી તુવરની દાલ દરેક જણને આપવી. શાંજનાં ચોલીની દાળ અને લાલ ચોખાની રોટલી આપવી. ચાહા તેઓને બીલકુલ આપવી નહી. એ શર્વેને વાસ્તે જ્યારે તું રસોઇ કરે ત્યારે એટલું યાદ રાખવું કે તેમાં બીલકુલ મરી મશાલો નાંખનો નહી પણ ફક્ત ફીકુજ પકાવવું. સ્નાન કરવાનું પાણી શર્વેને થંડુજ આપવું. બિલકુલ ગરમ કરી આપવુ નહી અગરજો આપવું પડે તો દશબાર દહાડે એક વખ્ત આપવું. આપણે ત્યાં દળણું દરરોજ વેચાતું દલાય છે તેમ હવે ન કરતાં ભાનુમતીને દરરોજ દલવા તથા છડવા આપવું. ચંડાલોને નિશાળમાંથી રજા મળે તે વખતે તારી મરજીમાં આવે તેટલું દલાવી તથા છડાવી રાખવું.

હવે જ્યારે લાડુભટે આવી વાત સાંભલી ત્યારે એક શરદ હાય નાંખી! અને તે દુઃખી બાલકોની શાવતર માત છે એવું પકું શમજી લીધું કારણ કે તેની પણ શાવતર માત હતી અને તેની ઉપર પણ જફા ગુજરેલી હતી તેથી તે ભલા રશોઇઆએ પોતાનાં મનમાં પકો ઠરાવકીધો કે મારેથી જેમ બને તેમ આ દુઃખી બાળકોની દાદ લેવી કે જેથી જગકર્ત્તા મારી ઉપર રાજી થાય.

જ્યારે શત્યદાશ શવારનાં સ્વયંમપાક ઘેરમાં ચાહા પીવા ગયો ત્યારે લાડુભટે પુછ્યું કે ભાઇ આ શું તમારી શાવ તર માત છે? તેણે એક શરદ હાય નાંખી કહ્યું—"હા લાડુ ભટ." તેવામાં હરીદાશ તથા ભાનુમતી ત્યાં આવી પોહોંચ્યાં તે જોઇ લાડુભટે કહ્યું અરે દુઃખી બાલકો તમારી શાવત-ર માતે આજ મને તમારે લીધે જુદી રસોઇ પકાવવા વિ શેનો હોકમ આપ્યો છે તેપણ મરી મશાલા વગર અને આજથી ચાહાપણ બંધ કીધી છે. બાલકો તમોએ તે વિશે કાળજી કરવી નહી તમારા બેઉનાં ભોણાં બપોરનાં નિશાળમાં આવે છે એટલે ફીકર નથી. તેમજ શાંજના શેઠ તથા શેઠાણી ફરવા જાએ છે ત્યારે પણ કંઇ ચિંતા કરવા જેવું નથી. પણ ભાનુમતી વિશે મને ચાંપતા ઇલા જો તથા તજવિજો રાખવી પડશે. કારણ તેને તો નિશાળે જતી બંધ કીધી છે. ત્યારે તેની શાવતર માત ન દેખે એવી તજવીજો રાખી તેનું ભોણું કરી આપવું પડશે.

"લાડુભટ"! આ તમારી ભલી ચાલને વિશે હું અતીઅંત આભારી છું. શત્યદાશ બોલ્યો "જયાં સુધી તમો આ જગ્યા ઉપર રહો ત્યાં સુધી હમો માત વગરનાં અભાગ્યાં બાલકો ઉપર દયાની નજરે જોઇ ખાનાં પિણાં વિશે હમારા હાલ ન થાય એવી યોગ્ય તજવીજ તમોએ રાખવી એજ મારૂ બે હાથ જોડી તમારી કને માંગી લ-ઉ છે."

એવી વાતચિત તેઓની ચાલે છે તેટલામાં દાદર ઊ

પરથી ધબધબ અવાજ આવતો જોઇ લાડુભટે તેઓને કહ્યું હવે હ્યાંથી પોબારા ગણી જઇ તમારા અભ્યાસવાલા ઓરડામાં જઇ બેસો.

જરાવાર રહી પૂષ્પવંતી આવી તે ભલા રસોઇયા સાથ તાંણ ઝાડવા લાગી, કે અભાગ્યા તને કેટલી વખત બ જાવેલું કે દુખતાંઓને ઘણોવાર શુધી સ્વયંમપાક ઘરમાં રાખવાં નહી, પણ તું અદ્યાપ સમજતો નથી એવું જો ફરી મારા જાણવામાં આવશે તો તરત તને પાણીચું આપી દઇશ એ તું સત્ય જાણજે એમ કરી ત્યાંથી તે ચાલતી થઇ.

હવે પૂષ્પવંતી બાલકો શાથ એટલી હટે પડી કે રશોઇયાને ભોણાં ન કરવા કેહેતાં તે પોતેજ કરતી. દરરોજ તેઓ વાસ્તે નિશાલમાં લાલ ચોખાનું થોડું ધાંન અને તે ઉપર પાતલી દાલ નામી તથા થોડી ભાજી મુકી પ્રભુ દાશ નામનાંશિપાઇ સાથે બરોબર મોકલતી તે ભોણું કોઇ ન જાણે તેમ એક ખુણામાં બેશી તે બેઉ ભાઇઓ આંખમાં આંસુ લાવી થોડુંક માંહેનુ જમી બીજું કુતરાને નાખતા તે ખાણું ખાતાં તે બેઉ ભાઈઓએ કેટલીએક વખત ઉલટી પણ કીધી હતી. તે મુજબનું ભાનુમતીને પણ જમવાનું આપતી ત્યારે તે બિચારી આંખમાં આંસુ લાવી થોડુંએક માહેનું જમી પાણી પી શુકર ગુજારતી.

એક દીવસ બેઉ ભાઇઓ આંખમાં નવજાર આંસુ લાવી તે શુકીયાનું ભોજન જમતા હતા. તે વખતે શાંતા–

રામ મેહેતાજીનું તેઓ કનેથી જવું થયું. અને બેઉ ભાઇની આંખમાં આંસુ જોઇ પુછયું છોકરાઓ! તમારી આંખમાંથી આજ એટલાં બધાં આંસુ કેમ પડેચ ? આ નજીસ ખાણું તમારે વાસ્તે કોણે મોકલાવ્યું ?

બેઉ ભાઇઓએ તરત પોતાની આંખો લુછી, તે ભલા મેહતાજી આગળ પોતાનો શર્વ વૃત્તાંત કહયો. તેથી તે વિચારમાં પડયો અને કરવું શુ તેનો ઉપાય તે શોધવા લાગ્યો. આખર તે બેઉ ભાઇઓને કહયું-છોકરાઓ, કાલ રોજથી તમારે વાસ્તે મારે ત્યાંથી ભોણું આવશે તે ખાઇ શુકર ગુજારવી અને તમારે ત્યાંનું જે ભોણું આવે તે કુતરાને નાખવું અગર કોઇ ભીખારીને આપવું.

હવે પૂષ્પવંતી દરરોજ પ્રભુદાશ નામના શિપાઇ કને કુચલી મંગાવી પેલાં હીનભાગ્ય માત વગરનાં બાળકોનાં બિછાનાંપર નાંખત જેથી તેઓ એટલા તો કાયર થયાં હતાં કે ભગવાન મરણ આપે તો ભલું. તે કુચલીથી તેઓનાં શરીરનાં હાલ-બેહાલ થઇ ગયા હતા. આઠ દશ દિવસે જે સ્નાનનું ગરમ પાણી મળતું હતું તેમાં પણ તે કુચલી નાંખી તે પાણી સ્નાન કરવા આપત કે જેથી તેઓ બળમાં બળ્યાં થઇ જઇ જમીન ઉપર લોટત-હાક બુમ પાડત, પણ કોઈ દાદ તેઓની લેત નહતું. પેલો ભલો રસોઇઓ બેઊ ભાઇના શરીરપર આંમલી ચોલી થંડ પાણીએ સ્નાન કરાવત જેથી તેઓને જરા આરામ થાત. હવે બેઉ ભાઇઓએ ગરમ પાણીએ સ્નાન ન કરવા વિશે પકકો ઠરાવ :

ત્યાર પછી તેઓ પોતાનાં ઘરના ચોકનાં કુવામાં વળા ઉપર બેસી સ્નાન કરતા તે પણ તેની ઘાતકી માતથી દેખી શકાયું નહી. જ્યારે તે બેઉ ભાઇઓ કુવાનાં વળા ઉપર બેસી સ્નાન કરી ધોતર પેહરતા ત્યારે તેની ચંડાળ કૃતઘ્ન માતા માળની બારીએથી કુયલીનું મોટું પડીકું તેઓનાં શરીર ઉપર જોરથી ફેંકતી જેથી તેઓ ભારી ક્રોધાયમાન થઇ પોતાનું માથું તે કુવાનાં વળા ઉપર જોરથી અફાલી મોટેથી ચીસ પાડતા.

એક દીવસે બપોરનાં કનકશેન ઘેર આગળ હતો તે વખતે શત્યદાશ કુવાપર ઉભો રહી સ્નાન કરી ધોતર પેહરતો હતો તેવામાં તેની શાવતર માતે એક મોટું કુયલીનું પડીકું તેનાં શરીર ઉપર ફેંકયું જેથી તેનાં આખા શરીરે તે કુયલી ફેલાઇ ગઇ. તેવાજ તે ક્રોધનો માર્યો તેવા શરીરે પોતાના પિતા પાસ જઇ કહ્યું "જોયા મારી માતનાં ઢંગ—! આજ કેટલા મહીના થયાં તે મારા બિછાનાપર, ઓરડામાં, પેટીપર તથા મારાં પેહરવાનાં કપડાંમાં પણ કુયલી પખોડી રાખે છે કે જેથી જરા પણ જંપી બેસવાનું સુખ નથી.

એવા શબ્દો જ્યારે તેની ઘાતકી માતે સાંભળ્યા ત્યારે તેને ગાળોની શેર ભરવા માંડી, અને જેમ ગાળો દેવાય તેમ દીધી. પણ તેનાં પિતાએ તે વખતે તેણીને એક પણ શબ્દ બોલ્યો નહી. એવું જ્યારે તેણે જોયું ત્યારે તે ગુસ્સામાંજ ત્યાંથી જતો હતો તેવામાં તેની ખાટીક માતે

તેની કમરમાં એક જોરથી લાત મારી જેથી તે એક મોટી પેટી સાથ અઠડાયાથી તેનો પગ જોખમાયો. અને તેવા પગે તે લંગડાતો લંગડાતો કુવાપર જઇ સ્નાન કરી કપડાં બદલી પોતાનાં ઓરડામાં જઇ તેણે તેનાં ભલા મિત્ર ધીરજલાલ ઉપર ચીઠ્ઠી લખી, રામદાશ નામનાં શિપાઇ જોડે મોકલાવી, તે વાંચી તેનો ભલો મિત્ર કનકશેનની કંઈ પણ દરકાર ન કરતાં તેની મુલાકાતે આવ્યો અને પોતાનાં મિત્રનો જોખમાયલો પગ જોઇ અતિ દુઃખીત થયો અને એક હુશીયાર વૈદ્ય પાસ જઇ લેપ લાવી તેના પગે ચોપડી પાટો બાંધ્યો જેથી તે ચાર પાંચ દિવસમાં હુશીયાર થયો.

પેહલા જે પ્રીતી કનકશેન પોતાનાં બાળકો ઉપર કરતો હતો તે હવે તેની પ્રાણપ્રીયાએ હરણ કરી લીધી હતી. જેથી તે બાળકો વગર પ્રીતોના રખડતાં-રઝળતાં થયાં. પૂષ્પવંતી જેમ કનકશેનને ભમાવતી તેમ તે ભમતો-તે પ્રમાણે કરતો-અને વર્તતો હતો. કેહેતી છે કેઃ-'ફુશ્બ-થી ફિરિસ્તા પણ દુર થાયે.' તેમ પૂષ્પવંતીએ કનકશેનને ઉંધાંચતાં સમજાવી બાળકો ઉપરની પ્રીતિનો ગાંઠ તોડયો.

જ્યારે શત્યદાશનો પગ સારો થયો ત્યારે તેની હીનભાગ્ય બેન ભાનુમતીપર એક નવી બલા તેની શાવતર માતે ઉભી કીધી તે પ્રીય વાચક સાંભળોઃ-

જ્યારે તેના પીતાનો કચેરીમાંથી ઘેર આવવાનો સમો જોઈ તેની ઘાતકી સાવતર માત માથાં સુધી ઓઢણું લઈ આંખમાં આંસુ લાવી ડશકે ડશકે રડવા લાગી તેવામાં

કનકશેનનું ત્યાં આવવું થયું તેને રડતી જોઈ બોલ્યો, કેમ પ્રાણપ્રિયા શું છે? તબિઅેત તો નથી બિગડી? તોપણ તે કંઇ બોલી નહી. જ્યારે કનકશેને એવો મામલો જોયો ત્યારે તેનાં મોહ ઉપરની ઓઢણી કહાડી પુછવા લાગ્યો કે શું છે તે તો જરા મને કેહે? કે તેનો ઇલાજ કરીએ.

"પ્રાણનાથ!" આ મારા હાલ! આ મારી દશા! અરે! આ સુખ દેખડાવવા વાસ્તે આપે લગ્ન કીધાં હતાં? અને તાંના-મીનાનાં શબ્દો સંભળાવવા તથા મારી ફજેતી કરાવવા આપે લાવી હતી. તેની પ્રાણપ્રીયા પુષ્પવંતી રડીને બોલી.

"પ્રાણપ્રિયા"! તને કોણે તાંના-મીનાના શબ્દો કહ્યા તે તો કેહે? શું ફજેતી કીધી, આવા તારા હાલ કોણે કીધાં તે તો જરા કહીશ? તેનો પ્રાણનાથ કનકશેન બોલ્યો.

"પ્રાણનાથ"! બોલ્યાથી શું થઈ શકશે. ઉલટી તેની તમે કદર ખાશો. ત્યારે નહીજ બોલ્યામાં ફાયદો કે નહી? તેની પ્રીયા બોલી.

"પ્રીયા"! તેનું નામ તો દઇશ કે નહીં? આટલી શાને વાસ્તે રૂદન કરે છે. જરા મન સ્થિર રાખ અને જેવી બની હોય તેવી વાત મુજ આગળ બોલ. તેનો પ્રાણનાથ કનકશેન બોલ્યો.

"પ્રાણનાથ"! મેં આપણી બાળકીને સમજાવીને

કહ્યું, કે તું ભર જુવાનીમાં છે, અને ધીરજલાલ આવ્યા-
થી તું ઓરડાનું બારણું બંધ કરી તેની સાથ બેસી જે
છુટથી વાત કરે છે તે તને લાયક નથી. વાસ્તે આ
કામથી તું હાથ ઉઠાવ. અગરજો તું ન ઉઠાવશે અને તે
વાત જો આખા શેહેરમાં માલમ પડી તો તારા પીતાની
મેલવેલી આબરૂને ધોકા લગાડશે. તેની પ્રાણપ્રીયા ડશકાં
ખાવી ખાતી બોલી. "અરે! એને મેં કેટલીક વખત દુષ્ટ
ચાલ ચલાવતાં મારી નજરે જોઈ હતી અને તે વખતે
મેં એણે ઘણી સમજાવી હતી પણ તે આખર સમજી
નહી. જ્યારે મારૂં ઘણુંજ પાકી આવ્યું ત્યારે આજ તેને
શિખામણ આપતાં ઉલટો મારી સાથ કજીઓ કરી એકદમ
મારા દીલપર ધસારાબંધ દોડી આવી મને નિચે તોડી
પાડી લાત મુક્કીથી ખુબ મારી. તે વખતે મેં મોટેથી
આરોલી મારી પણ તેવા પ્રસંગમાં મને બચાવનાર કોઈ
નહોતું. એટલું કરીને પણ તે ચંડાળ છોકરી અટકી નહી
પણ મારા હાથની બંગડીપર જોરથી લાઠી મારી જેથી તે
ફુટી જવાથી મારા હાથમાં તે કાચો ભોકાયા અને અતિશય
લોહી વેહવા માંડયું. તે વખતે હું રડતી જઈને જે કાચો
મારા હાથમાં ભોકાયા હતા તેને હું કહાડવા લાગી. ત્યારે
મને ધમકી આપી કે હવે પછી જો તું મને સતાવશે
અગર કંઇ બોલશે તો તારો પ્રાણ લીધા વગર છોડીશ
નહી. અરે! જેની સાથ મેં ભલી ભલાઇ કીધી તેનો
આજ એ બદલો? હવે એ ચંડાળ દુખતી પાછળથી શું
કરશે તેનો ભરોશો નથી.

એ પ્રમાણે પૂષ્પવંતીનું બોલવું સાંભળી કનકશેન અતીઅંત ગુસ્સાથી પ્રદિપ્ત થઈ પોતાની બાળકી જે ભાનુમતી, દાદરનાં ઓરડા આગળ ખુરશી ઉપર બેસી શિવતી હતી ત્યાં જઇ વગર વિચાર કરવે તથા પુખ્ત વિચાર ન કરતાં પોતાની ચંડાળ સ્ત્રીપર વિશ્વાસ લાવી તે નિર્દોષ હિનભાગ્ય પૂત્રીને એક એવી તો જોરથી લાત મારી કે તેજ ક્ષણે એક રૂઉની ગાંસડીની મીસાલ દાદર ઉપરથી નિચે તોડી પાડી. તે વખતે પેલા ભલા રસોઈયાને તેની દયા આવ્યાથી તેને પોતાના પલંગ ઉપર સુવાડી પણ તે ઘાતકી માત તથા પિતાએ તે તરફ ફરીને જોયું નહીં. પેલા ભલા રસોઇઆએ ભાનુમતી–ભાનુમતી–ભાનુમતી કરી દશ•પાંચ હાંકો મારી પણ તે સ્તબંધની મિસાલ હાથ પગ હલાવ્યા વગર પડી રહી. તે જોઇ તેની નાડી ઉપર હાથ મુકતાંજ તે ધભરાયો અને તરત શેઠને જઇને કહયું, શેઠ ભાનુમતીની નાડ બેસી ગઇ છે, ડોળાનાં દોદાં લાલ ચોળ થઇ એક બાજુપર આવી પડયાં છે–તે હુશીયાર થાય એવું મને ભાસતું નથી.

એવી જયારે રસોઇયાના મ્હોડેથી કનકશેને વાત સાંભળી ત્યારે તે ધભરાઇને તરત વૈદ્યને તેડવાનો હુકમ ફરમાવ્યો.

"શેઠ"! શું બનાવ છે. વૈદ્યરાજ બોલ્યો.

"વૈદ્યરાજ"! શું બલા થઇ કે એકાએક મારી પૂત્રી બેસુદ્ધ થઇ ગઇ. મેં ઉપાય ઘણાં કીધા પણ હુશી-

યાર થતી નથી વાસ્તે મેહેરબાની કરી દવા આપો તો વધારે સારૂ. તેનો પીતા કનકશેન બોલ્યો.

વૈદ્યે નાડી તપાસી જોઇ તો તે માલમ પડી નહી. હાથ પગ થંડગાર જેવા લાગ્યા—ડોળાના દિદાં બાહેર પડેલાં જોઇ તે ધભરાયો અને તેના પીતાને કહયું, શેઠ એ કંઇ ચમત્કારીક રોગ છે કે જેની મારેથી પરીક્ષા પણ થઇ શકતી નથી. હું ઉપચાર કરૂં અને તેમાંથી બચી તો પછી તમારી.

વૈદ્યરાજે સુંઘવાની શીશી પેટીમાંથી કહાડી તે હીણુ ભાગ્ય પૂત્રીનાં નાક આગળ ધરી અને સત્યદાશને રેતીનો શેક કરવા કહયો જેથી તે બિચારી જરા હાથ પગ હલાવ વા લાગી અને ડોળા આમતેમ ફેરવવા લાગી ત્યારે વૈદ્યરાજે પિવાની દવા ચમચા વતી તેનાં મ્હોમાં રેડી પાસે બેઠો. તેનો વડો ભાઇ પોતાની બેનનાં પલંગ ઉપર બેસી આંખમાં જે આંસુ આવતાં તેને રૂમાલવતે લુછી કોઈ ન જાણે તેમ પાછો વૈદ્યરાજ સાથ વાત કરત. તેનો ઘાતકી પીતા તથા માત એવો ધભરાટ હોવા છતાં નચિંતાઇથી બેસી બિજા ઓરડામાં ભોજન કરતાં હતાં.

“ધર્મી પિતા વૈદ્યરાજ!” આપે સત્વર આવી મારી પાછળ ચાંપતા ઇલાજો કામે ન લગાડયાં હોત તો હું ખચીત મરણ પામી હોત. ભાનુમતી દયામણો ચેહેરો કરી બોલી. “આપે ઘટતા ઇલાજો કરી મને હુસ્યાર કીધી તેથી હું અતીઅંત દલગીર છું. કારણ મુજ જેવી દુઃખી

અને હિણભાગ્ય પૂત્રીને મગવુંજ શજાવર હતું. તેમ ન થતાં જે હું હુસ્યાર થઇ છું તેથી રખેને વલી બિજા સંકટની જાલમાં સપડાઉ. (વધારે સંતાપ કરીને) અરે! અધાપ મારા નશિબમાં શું શું દુઃખો જોવાના હશે! કેવી કેવી આફતો વેઠવાની હશે! આ ભવસાગરનાં ઉંડા દરીયામાં કેટલી વખત બુડવું પડશે! હે શીવ! હે શંકર! હે દયાલું કૃપાનિધીસાગર! તારી દુઃખીત બાલકીની અરજ જરા તો તારા કાનપર ધર?

"ભાનુમતી!" શું તારી ઉપર એટલી આફત છે? વૈદ્યરાજ ધીરજથી બોલ્યો. "હાલ જે તું બેભાન હાલતમાં પડી તેનું કારણ મને જણાવીશ કે?

"વૈદ્યરાજ!" મારો દુઃખી વૃત્તાંત ઘણો લાંબો છે. ભાનુમતી આંખમાં આંસુ લાવી ગદગદ કંઠે બોલી. "અને તે કેહતાં આપણો અમુલ્ય વખત રોકાશે તે ભીતીથી હુ હાલે બોલી શકતી નથી. પણ તે વિશે ખાહેશ હોએ તો આ મારી પાશે બેઠેલા મારા ભાઇને પુછો કે તે કેહેશે."

"ભાનુમતી!" તે ભીતી ન બાલગિતાં તારો દુઃખી વૃત્તાંત કેહેવો જોઇશે. વૈદ્યરાજ આગ્રહ કરી બોલ્યો "કારણ મારા મુલ્યવાન વખતની દરકાર ન કરતાં તારો વૃત્તાંત સાંભલવાને હું તત્પર છું વાસ્તે મેહેરબાની કરીને તે કેહે."

હવે તે દુઃખી વૃત્તાંત બોલતી વખતે નિર્દોષ ભાનુમતીનાં આંખમાંથી બેસુમાર આંસુ પડયાં અને એક સરદ

હાય મારી તેની આગળ પોતાનો શર્વે વૃત્તાંત પેહેલાથી તે આખર સુધીનો કહી સંભલાવ્યો તે વખતે વૈદ્યરાજે પોતાનાં આંગલા મ્હોમાં પકડયાં અને તે નિર્દોષ પૂત્રીને દિલાશો આપી ઘટતા ઇલાજો કરી જલદી શારી કીધી પણ તે ધર્મી પિતા વૈદ્યરાજે ફેરાનાં તથા દવાના પૈસા તેના ઘાતકી પીતા પાસથી લીધા૰ નહી.

ભાનુમતીને જે લાત ઘણી જોરમાં બેઠી હતી તેથી તેનું કલેજુ દંનપર દંન બિગડતું ચાલી પાછી ભારી માંદગીમાં પડી પેલા ધર્મી પિતા વૈદ્યરાજે તેની ઉપર પાછા હજારો ઇલાજ ચલાવ્યા–પૂષ્કલ જેહેમત ખેંચી–પણ. કંઇ કારગાત લાગી નહી. મરવાને એક કલાક રહયો છે તે અરસામાં ભાનુમતીએ પોતાનો એક હાથ પેલા ધર્મી પિતા વૈદ્યરાજ તરફ તથા એક હાથ પોતાનાં બેઉ ભાઇ તરફ કરી કહ્યું, અરે મારા ધર્માત્મા પીતા તથા પ્રીતિપાત્ર ભાઇઓ, તમોએ મને જીવાડવાને વાસ્તે હજારો ઇલાજ તથા ભારી જેહમતો ખેંચી પણ તેમાની એક પણ કારગત લાગી નહી, બેર તે વિશે હવે મારે વધારે કેહવું નથી. પણ જે જેહમતો તમોએ રાત્ર દિવસ ખેંચી છે તેથી આ તમારી મરનાર ભગિન અતીયંત આભારી છે. ભાઇઓ મારે લીધે કોક પણ દિવશે ખ્યાલ કરશો નાં. તમો બેઉ જણાં એકસંપથી હળી મળીને રહી દુ:ખ સુખમાં એકમેકનાં ભાગીયા થજો. મારા દાદા–દાદીને હું દેખ્યા વગર સ્વર્ગવાસી થાઉં છું પણ મારા મરણ

પછી તેઓ ભારે કલાંતીત કરશે તેથી તમો દીલાસાપત્ર લ
ખી ખુલીરીતે લખી જણાવજો કે તેમ કીધાથી તમારી
વહાલી ભાનુમતી પાછી નહી આવી શકશે તેથી શબુરી
અખત્યાર કરજો.

ઓ ઇશ! હવે હું દુઃખમાંથી છુટી ખરી. મારી
ઘાતકી શાવતર માતે જે મારી ઉપર જુલમાત ગુજાર્યા છે
તેનો જવાબ તે દુન્યામાં તે શ્રી ભગવાનની આગળ આપ-
શેજ. પણ મારા પીતાએ કાચા કાન કરી મારી શાવતર
માતનાં શિખવ્યા મુજબ ચાલી જે શહાશ કામ કીધું છે
અને તેમાં મારો મૃત્યુ નિપજવાનો ભય છે પણ મારા
મરણ પછી તે ઓટારં જ્યારે મારા પીતાની ચશ્મોમાં
ડુબી ગેગી પરદામાંથી હું કેવી હતી તેનું વર્ણન વાંચશે
ત્યારે મારા શહાશ કર્મો પીતા પોતાના હાથ હૈયા સાથે ચો
લશે, અને જે રત્ન હાથથી ગુમાવ્યું છે તેનો ભારી પશ્ચા
તાપ આખરની ઘડી સુધી કરશે. ભાઇઓ, હું સ્વર્ગવાસી
થયા પછી તમો કદાપી રૂદન કરશો નહી. પણ ઉલટા ખુ
શી થજો કે મારી બેન અતિ દુઃખમાં પડેલી હતી તે હવે
સુખી થઇ એમ સમજી તમારો વખત ગુજારજો

"પ્રિતીવંત ભાઇઓ!" જરા હુશયારીથી રહો મારો
જીવ હવે ઘભરાએ છે તેઓની દુઃખીત બેન ભાનુમતી આં
ખમાં આંસુ લાવી બોલી. "જરા મને પાણી પાશો?"

તરત શત્યદાશે ચમચા વતે તેનાં મ્હોમાં પાણી રેડયુ
અને જરાવાર રહી તે આંખમાં આંસુ લાવી કહેવા લાગી.

ઓ પ્રીયમાત તારા પ્રેમરશીત શબ્દો કેવા આલ્હાદકારક હશે? તારી મધુરી વાંણી કેવી મીઠી હશે? આ શર્વે તો હું ન જોવા પામી પણ તારો હશતો મુખડો પણ જોવા પામી નહી. અ..! ત્યારે હું કેવી હીણભાગ્ય! શું મારા નશીબમાં વિધાતાએ એવાજ લેખ લખ્યા હશે? અરે! પ્રિય માત તારી ... ી જોયાને આજ કેટલીક મુદત થઈ ગઈ તોપણ તે ... ામાં આવી નથી પણ હાલે તે છબી નિરખવાને વાસ્તે ... ા તે શાથ મારો દુઃખીત વૃત્તાંત જાહેર કરવાને વાસ્તે ... ક ઘડીમાં તારી મુલાકાત લેવાને તત્પર થઈશ.

"છત્રરાજ પિતા!" તમારી દુઃખી બાલકીની કદર આટલી બધી જાણી હતી કે? તેની પૂત્રી ભાનુમતી રડીને બોલી "આતે પ્રીતી?—આતે મમતા?—અરે આ જગ્યાએ મારી શગી માત જીવતી હોતતો તે એવાં ખોટાં તોહમતો જોડી તમારા ગુસ્શાને પ્રદીપ્ત કરી આવી મારી માઠી દશા કીધી હોત વારૂ? મારાં મરણ વિષે મારા દાદા—દાદી તમને પૂછશે ત્યારે તમો તેને શું જવાબ દેશો? જગતના લોકો પૂછશે તેને શું કહી શંભારશો? પણ આ બધાં કરતાં શ્રૃષ્ટી કર્ત્તા પરમેશ્વર જ્યારે તમને પૂછશે ત્યારે શું જવાબ દેશો? મેં કુકર્મો કીધાં નથી—ખરાબ ચાલે ચાલી નથી—મારી શાવતર માતને મેં મારી નથી—મારા ભાઇ ધીરજલાલ સાથે બેસી છાંની (ગુપ્ત) વાત બારણું ઢાંકી કીધી નથી. આ શર્વે કેહેનાર કોણ? શત્ય પૂછાવો તો મારી ઘાતકી શાવતર માત શિવાય બીજુ કોઇ નથી. અરે જ્યારે તણે

તમારાં ગુસ્શાને પ્રદીપ્ત કીધો ત્યારે જરાતો વિચાર કરવો હતો, દુર અંદેશીતો વાપરવી હતી, પણ તેમ ન કરતાં કાચા કાન કરી તેની ઉપર વિશ્વાશ લાવી જે પાપીષ્ટ કામ કીધું છે તે ગોયા એક જીવત નર્ક છે ઈશ્વર તમારૂં ભલુ કરો—ભલુ કરો—તેમજ મારી શાવતર માતનું પણ કરો—મને માફ કરજો અને સુખી થજો"

હવે એવા શબ્દો શાંભલી તેનો પીતા (કનકશેન) એક પણ શબ્દ બોલ્યા વગર તેની કને બેઠો અને પોતે જે વગર વિચારે કામ કીધું હતું તેની માફી ચહાવા લાગ્યો. પુષ્પવંતી એક બાજુએ નિચું મુખ કરી બેસી રહી.

"પિતા"! શું વિચાર કરો છો? તેની પૂત્રી ભાનુમતી બોલી. "હવે વિચાર કરવાનું કામ નથી"

## દોહરો.

વગર વિચાર્યું કામ કરે, જે કો નર ને નાર;<br>
ગલે ફાંસો આવિ પડે, ત્યારે કરે વિચાર!

જે બનવા કાળ હતો તે તો બની ચુકો, પણ એટલુ યાદ રાખજો કે મારા જેવા માગ ભાઇઓનાં કોક વખતે પણ હાલ ન થાય તેની યોગ્ય તજવિજ રાખજો. એજ હું છેલું બે હાથ જોડી માગી લેઉ છું

હવે શર્વે જણની આંખમાંથી પાણી ટપકવા લાગુ પણ તે બધાં કરતાં તેનાં બેઉ ભાઇઓની તથા પેલા ધર્મી પિતા વૈદરાજની આંખમાંથી તો બેસુમાર આંસુઓ પડતા

હતા. બધા જણના ચેહેરા ફીક્કા પડી ગયા અને એક નજરે મરનારની તરફ જોવા લાગ્યાં.

મરતી વખતે નિર્દોષ ભાનુમતીએ પોતાના એક હાથ માં શલ્યદાશને તથા બીજા હાથમાં હરીદાશને પકડી છાતી શરશો ચાંપી બોસા દઈ એક શરદ હાય મારી પોતાનો પ્રાણ છોડયો. અરે! આ કેવો વખત!–કેવો કાળ!–હાય! હાય! આ કેવે શિતંમ! શિતંમ!! શિતંમ!!!

જે વખતે ભાનુમતીનું મરણ નિપજ્યું તે વખતે હરીદાશે એક શરદ હાય મારી બેશુદ્ધ થઇ નીચે તુટી પડયો પણ તે ભલા વૈદ્યરાજે તેનો જોંક સંભાલી લીધો, અગર તેટલો જોંક ન સંભાલી લીધો હોત તો તેજ ક્ષણે તેનું મરણ નિપજ્યું હોત.

"ભાનુમતી સ્વર્ગવાસી થયાનાં અસુભ સમાચાર શલ્યદાશે તેનાં દાદા ઉપર લખી જણાવ્યા તે વખતે તેના દાદા–દાદીએ કેટલો સંતાપ–કેટલો બલાપો તથા કેટલાં ગમગીન થયા હશે તે પ્રીય વાંચકેજ વિચાર કરવો.

ભાનુમતીનાં મરણથી તેનો પિતા (કનકશેન) ઉદાસમાં રેહેત અને વગર વિચારથી જે કામ થયું તેનો પસ્તાવો ખાત. જયારે તેનું દિલ ઘણુંજ ડંખવાતું ત્યારે ઇશ ભણી નજર કરી નિચેનો દોહરો બોલત.

### દોહરો.

ઓ બાપ કર માફ તું, બેશરમાં મુજ કામ;
શું મ્હોડું લઇ આવું હું, પગપાસે શુભ નામ.

પ્રિય વાચક! આ ઠેકાણે જો ભાનુમતીની માશી આવી હોત તો તેનાં આવાં હાલ થાત? તેનું મૃત્યુ નિપજત? ના, કદી નહી. જ્યારે પૂષ્પવંતીએ ઉંધાં-ચત્તાં સમજાવી કનકશેનનું મન હરણ કરી તેના ગુસ્સાને પ્રદિપ્ત કીધો તેવા વખતે કનકશેન જો ડાહયો હોત તો પુખ્ત વિચાર કરી દુર અંદેશી વાપરત, તો પોતાની પૂત્રીને જે લાત મારી મૃત્યુ નિપજાવ્યું તે ન નિપજાવત. અરે! આ કેવો ખાટીક, ચંડાળ અને ઘાતકી કે જેણે પોતાની પૂત્રીને મારતાં જરા પણ દિલમાં દયા ન લાગી. જુઓ પ્રિય વાંચક માત વગરનાં બાળકોનાં આ હાલ!

પ્રકરણ ૮ મું.

## હરીદાશનું દુઃખદાયક મરણ.

પૂષ્પવંતીએ ત્રણ વર્ષ સુધી બાળકો ઉપર કંઇ પણ દુઃખો પાડયા વગર વખત ગુજાર્યો. પણ કેહેતી મુજબ "ટાંઢ જાએ રૂએ-ને આદત જાએ મુએ." તેમ તેની ચાલ ભુલી ન જતાં પછી શરૂ કીધી. બેઉ ભાઇઓ નિશાળે જતા હતા તેઓને બંધ કીધાં, ઘરમાં જે વેચાતું દળણું દળાતુ હતું તે બંધ કરી તેઓ પાસ દળાવવા લાગી. પેહેલાં જે તેને રસોઇયા રાખ્યો હતો તેને રજા આપી. જેથી તે બેઉ ભાઇઓ પાસ તે ઘાટી માત સ્વયમપાક પેરનું કામ કરાવત, પાણી ભરાવત અને કચરો કહડાવત.

શારાંશ શર્વે રીતનું જે ઘેરનું કામ હોય તે બેઉ ભાઇઓ પાસ કરાવત, જેથી હરીદાશ તે દુઃખથી એટલો તો કંટાળી ગયો હતો કે ભગવાન પાસ હાથ જોડી વિનંતી કરતો કે હે કૃપાળું ભગવાન! હે દયાનીધી સાગર! મુજ જેવા અભાગ્યા તથા દુઃખી બાળકને તું શું કરવા જીવાડે છે તે કરતાં બેહેતર કે મારૂ મરણ લાવે તો વધારે સારૂં. અરે મારી પ્રીય માત! આ દુઃખડાં શોશવા ખાતર તું જન્મ આપી ચાલતી થઈ હતી કે? જેમઃ—ભાનુમતી બિચારીએ દુઃખનાં દિવસ કહાડી આ ફાની દુન્યામાંથી ચાલતી થઇ તેમ. હે મારી પ્રીય માવડી હું તારી કને આવી મારાં દુઃખોની વાત કયારે કરીશ.

સમો આગળ ચાલ્યો ત્યારે હિનભાગ્ય બાળકોની શાવતર માત (પૂષ્પવંતી) એ એક દિવસે હરીદાશનાં ઓરડા માં કોઇ ન જાણે તેમ જઇ ત્રણ ચાર મોટા તખ્તાઓને ફાડી ત્યાંથી ચાલતી થઇ. આ ગુપ્ત બનાવ શત્યદાશ તથા રામદાશ નામનો શિપાઇ બીજા ઓરડાની બારીએથી સંતાઇને જોયા કરતા હતા. ત્યાર પછી તે ઘાતકી માતે એક સોનાની સાંકળી, બે વિંટીઓ અને દશ રૂપીયા ગુપચુપ લાવી તેનાં પલંગ ઉપરની ગાદી ઉચલી તે નિચે મેલી ત્યાંથી ચાલતી થઇ. હવે આ બનાવ શત્યદાશનાં કળ્યામાં ન આવ્યો પણ પેલા શિપાઇની નજરે પડયો ત્યારે તે શિપાઈએ શત્યદાશને ભરમમાંજ વાત કહી કે હવે હરીદાંશની કમબખ્તી નજીક આવી ખરી! તેણે પુછયું કેમ રામદાશ? તેવામાં કનકશેનનું ઘરમાં આવવું થયું

તેથી તે સિપાઇ તેવણ પાસ ગયો જેથી તે વાતને તો ભરમ પૂછતો પૂછતો અટકી ગયો.

"પ્રાણનાથ"! હું આજ ચાર દિવસ થયા મારી સોનાની સાંકળી તથા બે વિટીઓને શોધું છું અગર તે મળતી નથી. તેની પ્રાણપ્રીયા ઉદાશ થઇ બોલી. "પરમ દિવસે તમોએ જે દશ રૂપીયા આપ્યા હતા તે મેં ગોદરાના પડમાં મુકયા હતા તે પણ જોવા ગઈ તો હાલે ત્યાં નથી. વાસ્તે તમોએ શિપાઇ શફરાને તથા તે ચંડાળ દુષ્ટ-તાઓને પુછી તજવીજ કરવી જોઇએ. મારામાં જેટલો પ્રયત્ન હતો તેટલો હું કરી થાકી અગર કોઇ કબુલતુ નથી ત્યારે હવે કરવું કેમ?

અરે આ જણસો કોણે લીધી હશે? કોણના હાથમં ગઈ હશે? જ્યારથી મારી જણસો ગઈ છે ત્યારથી મને ઉંઘ કે ભૂખ બિલકુલ લાગતી નથી. અને તેનાં ને તેનાંજ વમળમાં ચિત ભટકી રહ્યું છે.

જ્યારે આ વાત કનકે સાંભળી ત્યારે ફરવા જવાનું મોકુફ કરી બે ચાર શિપાઇઓને તેડી પેહેલાં પોતાનાં ઓરડાની ઝડતી લેવાડી મગર ત્યાંથી કંઇજ મળ્યું નહી. ત્યારે બાળકોની શાતર માત (રૂપવંતી) કેટલાક ફીકરમાં હોય તેવી મુદ્રા કરી બોલી ચાલો, આપણે તે ચંડાળ દુષ્ટતાઓના ઓરડાની ઝડતી લઇએ એમ કહી શર્વે જણાએ પેહેલાં શત્યદાશના ઓરડાની ખુબ બારીકાઇથી ઝડતી લીધી અગર ત્યાંથી કંઇ મળ્યું નહી ત્યારે હરીદાશ

નાં ઓરડામાં ગયાં અને ત્યાંની ઝડતી ખુબ બારીકાઇથી લીધી તો પલંગના ગોદરાની નીચેથી શર્વે જણસો મળી આવી તે વખતે તે દુર્ભાગ્ય હરીદાશ ધાસ્તીનો મારીઓ એક ખુંટની મિશાલ સ્તબ્ધ ઉભો રહયો. તે વખતે તેની એક પાણ શુધાં હાલતી ન હતી. એવો બનાવ જોઇ તેનાં શહાશકર્મી પિતાએ કહ્યું–"અરે! ચંડાળ પૂત્ર! તું શું ચોરી કરવા શિખ્યોચ્ય? લ્યાનત પડજો તારી જીંદગી ઉપર!"

"પ્રાણુનાથ"! આ ચંડાળ પૂત્રે તો કાજગરા તખતાઓ પણ ફાડી નાખ્યા છે. તેની પ્રીયા પૂષ્પવંતી બોલી. કેવો દુષ્ટ એ પૂત્ર! કે એને બોલ્યાની પણ લાજ નથી."

હવે કનકશેને તે તખતાઓને નિરખતાંજ ઘણોજ ગુસ્સામાં આવી જે હાથમાં લાઠી પકડી હતી તે વતે તથા લાત મુક્કાંએ ખુબ માર માર્યો. અને ત્યાર પછી તેની ચંડાળ ક્રુદ્ધ બાટીક માતાએ તેનાં હાથ ઉપર ડાહામ મુકયા. ગમદાશ નામનો શિપાઇ જે વચ્ચે પડી તે હિનભાગ્ય પૂત્રને છોડવવા ગયો હતો તેનાં બરડા ઉપર પણ પાંચ સાત લાઠીનાં ફટકા જોરથી પડયા હતા જેથી તેને ભારી દુઃખ વેહવું પડયું હતું. હવે હરીદાશને જે શખ્ત માર પડયો હતો તેથી તે બેભાન હાલતમાં પડયો તે જોઇ તેના ભાઇથી દેખી શકાયું નહીં તેથી તરત તેની આંખમાં આંસુના ઝળઝળાં ભરાઇ આવ્યાં. અને એક સરદ હાય મારી બબડતો–બબડતો ત્યાંથી હઠી કુવા ઊપરથી એક પાણી-

નો ઘડો ભરી લાવી, તેના માથા ઉપર રેડયાથી તે ઘ ી વારે હુસ્યાર થયો.

"સ્તુતિપાત્ર ભાઇઓ શત્યદાશ તથા ધીરજલાલ"! આ ન ધારેલી મારી ઉપર કેવી બળા? કેવા હાલ? તેનો ભાઈ હરીદાશ બોલ્યો. "બાપા? આપણી મરનાર માતુશ્રીનાં કહીલા શબ્દો શુ તેવણ ભુલી ગયા કે? કે જેણે પોતાનાં બાળકોને લાડમાં તથા પ્રીતિમાં રાખી દુ:ખનો એક આંસ પણ ન ગુજારવા વિશે કહ્યું હતું. અને તેનો પ્રત્યુત્તર, બાપાએ કેવો આપ્યો હતો. હા! ખરેખરજ તે સુખદાયક હતો. હાલે તેનાની મતીને ફેરવનાર આપણી કૃતઘ્ન ચંડાળ ઘાતકી શાવતર માત શિવાએ બીજું કોઇ નથી.".

હવે હરીદાશ જમીન ઉપર ચત્તોપાટ પડયો છે-આંખમાં આંસુ લાવી મોટેથી રૂદન કરે છે-શત્યદાશ તથા તેનો મીત્ર ધીરજલાલ તેને ધીર આપે છે-એવામાં કનકશેનનું ત્યાં આવવું થયું તે જોઇ હરીદાશે એક શરદ હાય મારી પોતાના પીતાને કહ્યું :-

"અરે ઘાતકી, ક્રુર અને દૂષ્ટ કર્મી પીતા"! હુ ખચિત નિરપરાધી છું. તેનો પૂત્ર હરીદાશ બોલ્યો. "મેં કંઇ ચોરી કીધી નથી તેમજ તખ્તાઓ પણ ફોડયા નથી. આપે મારી શાવતર માતનાં કહ્યાથી વગર તેહકીક કરવે જે મારી ઉપર ભારી શિતંમ ગુજાર્યો છે તેનો બદલો શર્વ શાક્ષાત શ્રી ભગવાનજી તમને થોડા દીવસમાં દેખડાવશે.

હું નિરઅપરાધી છું એવી જ્યારે તમારી ખાત્રી થશે ત્યારે મારી ઉપર જે શિતમ ગુજાર્યો છે અને તેમાં મારૂં મૃત્યું નિપજવાનો ભય છે, અને કદાચ એવી અવસ્થામાં હું મરણ પામ્યો તો પાછળથી જ્યારે તેની ખરી શાબેતી થશે ત્યારે તમો તમારાં હાથ હૈયાં ચોળશો જેવો ભાનુમતી પાછળ હાય–અફશોશ કરતા હતા તથા જે મેં વગર વિચારે કામ કીધું તે બુરૂ કીધું એવું મનમાં વિચારી ઉદાશ થઇ ફરતા હતા તેવો વખત હાલે પાછો આવ્યો છે. પણ મારા મરવા અગાઉ જે સખુન હું કહીશ તે સાચા, ખરેખરા અને કદી વ્યર્થ ન જાય તેવા છે. તે એ કે :–તમો તમારી સ્ત્રી (મારી શાવતર માત)થી એકાએક બિનાકેશો થઇ વિખુટાં પડજો. હે ઇશ ! આ મારા અંતકાળનાં શબ્દોનું શત્ય કરજે."

એવા જ્યારે હરીદાશનાં મ્હોડેનાં શબ્દો સાંભલ્ય ત્યારે તેની કૃતઘ્ન માત ભારી ગુસ્શામાં આવી પાસે જે એક લોહડાનો બત્તો પડયો હતો તે ઉચકી જોરથી તેનાં શરીર ઊપર ફેકયો તેવોજ તે બત્તો દુઃખીત હરીદાશનાં માથામાં લાગવાથી અતીશય રૂધીર વેહવા માંડયું અને થોડાક કલાકમાં તેણે પોતાનો પ્યારો પ્રાણ છોડયો તે વખતે તેની પાસે તેનો ભાઇ તથા તેનો મિત્ર હાજર હતો હવે આ દુઃખીત બનાવ જોઇ. તેઓની આંખમાંથી પાણી પડવા લાગ્યું અને તેઓનાં ચેહેરા ફીક્કા પડી ગયા એવો ચારે તરફનો મામલો જ્યારે શત્યદાશે જોયો ત્યારે શરદ હાય મારી તે બેશુદ્ધ થઇ ગયો પણ તેવા વખતમાં તેનો

ભલો મિત્ર તેની કને હતો તેથી તરત ઉપચાર કરી તેને શુદ્ધિમાં આણ્યો.

બીજે દહાડે હરીદાશનું શબ સ્મશાનમાં લઈ જઇ દહંન ક્રિયા કીધા પછી લોકો પાછા ફર્યા તે વખતે શત્ય દાશ ભારી કલ્પાંત કરવા લાગ્યો તે જોઇ લોકોનાં દીલમાં દયા ઉત્પન્ન થઇ અને તેને દિલાશો આપવા લાગ્યાં પણ શત્યદાશ કેમે કરતાં કલ્પાંત કરતો બંધ થાએ નહી તે જોઇ ધીરજલાલે તેને ધીરજ આપી અને રડતો બંધ કીધો.

પ્રીય વાંચક! આ કેવો દુષ્ટ કર્મી પિતા કે જેણે બે બાલકોનો પ્રાણ લેતાં તેનાં અંતઃયાંમ દિલમાં જરાપણ દયા ન આવી હશે? તેણે જરાપણ વિચાર ન કીધો હશે? જો યા આ કાચા કાનથી નિપજેલા અતિ દુઃખદાયક બે દાખલા! જેણે શુખનાં હીચોળામાં રાખવા વિશે તથા દુઃખો ન પાડવા વિશે જે બાલકોને સુચવ્યું હતું તેઓનાં આજે આ હાલ! તેઓની હાલે આ દશા! તેઓનું આ દુઃખદાયક મરણ! ખચિત આ ખેદકારક તથા દુઃખદાયક બનાવ!

જો પૂષ્પવંતી પોતાનાં શાવતર બાલકો ઉપર દુઃખો ન પાડત તો તેની કેટલી વાખવાખી થાત! તેને કેટલી શોભા મળત! દુન્યાંનાં લોકોનો જશ તે કેટલો જીતી શકત! તેનો વાંચનારેજ વિચાર કરવો.

આવા બે દુઃખદાયક બનાવો બન્યાથી શત્યદાશનું મન ઉચીત થયું અને ત્યાં ન રહેવા વિશે મનમાં પક્કો વિચાર કીધો હવે શત્યદાશ પોતાનાં ભાઇ બેનનું દુઃખદાયક મર

ણ મનમાં લાવી અતીશય રડે છે તેવામાં ત્યાં ધીરજલાલનું આવવું થયું તે જોઇ તેણે કહ્યું "પ્રિય મિત્ર, જો તમો શોક કરશો તો તમારા હાથે તમારી પ્રકૃતીનો બિગાડો કરી લેશો એમાં કંઇજ શદેહ નથી.

"પ્રિય મિત્ર ધીરજલાલ"! હવે હ્યાં રેહવામાં કશો ફાયદો નથી તેનો મિત્ર શાયદાશ અતિ દુઃખીત થઇ બોલ્યો "જેમ મારી વહાલી બેન તથા ભાઇનું દુઃખદાયક મરણ મારી ઘાતકી માતનાં કહ્યાથી મારા પીતાએ કર્યાં તેમ કે વખત મારૂ પણ કરશે તેથી મેં વિચાર કીધો છે કે આપ ણાં બંદરમાં કોકનું વહાણ ઉપડે તેમાં બેસી પરદેશ જઇ બાકીની જીંદગી સુખમાં ગુજારવી મગર તમો કેહેશો કે આ કંચનનો ઢગલો છે તે લઇ હ્યાંજ રેહે તોપણ હું એકક્ષણ ભાર સુધાં આ જગ્યે રેહેનાર નથી વાસ્તે આપણી આ હુ. છેલ્લી મુલાખાત લેઉંછું. કારણ જતી વખતે આપણી મુલા ખાત થશે અગર નહી તે વિશે હું આજ આપણે પક્કો ભરોશો આપી શકતો નથી. હવે હું એકલો વિન આધારનો અભાગ્યો અને દુઃખી છું તેથી બેહતર કે ભગવાંન મારૂ જલદીજ મોત આપે તો વધારે શરૂ;

મિત્ર શાયદાશ"? તમો ખચિત અભાગ્યા છો એમાં કંઇજ કશા નથી. તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો. તમો એકલા પરદેશ જવા કરોછો તેમાં હું તમને શંલાહ આપી શકતો નથી કારણ પરદેશમાં હજારો દુઃખ શોશવા પડશે, હજારો આફત આવી પડશે ત્યારે તમારો જીવ મુઝવાણમાં

પડશે તેનાં કરતાં બેહેતર એ છે કે ત્યાંજ રહી દુ:ખશુ-ખનાં દિવસ લોટવા."

"મિત્ર ધીરજલાલ!" ત્યાં રેહેવાની વાત ફરીથી બોલશો નહી. તેનો મિત્ર શત્યદાશ બોલ્યો. "મેં વિદ્યાભ્યાસ સારો કીધેલો છે તેથી હું પરદેશમાં જઇ મારૂં ઉદર-પોષણ કરી શકીશ. હું ત્યાં દુ:ખનાં વટોળ્યામાં રહ્યાથી કોક દિવસ વિચાર કરતાં દિવાનાની મિશાળ થઈ જઇશ. તેનાં કરતાં પરદેશ જઇ કંઈ ઉદ્યોગ કરરો એમાં મારી બેહેતરી છે. પિતા કોઇક દહાડે મને ઉદ્યોગે લગાડશે એમ નથી. ત્યારે મારાજ હાથે હું ઉદ્યેમ સોધું તે કેવો વારૂં ? જેમ:—

## દોહરો.

વિદેશમાં વિચ્યરયા વિનાં, પેટ ન પૂર્ણું ભરાય;
પશુઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય.

તેમ હું પરદેશમાં ગયા વગર મારૂં પેટ ભરી શકવાનો નથી. બિજું ઉદ્યોગ ન જડવાથી કેટલી દિલગિરી ઉપજે છે તે તમો જાણો છો? અગર ન જાણતા હો તો હું કહું છું તે સાંભળો, જેમ:—

## દોહરો.

ભણતરથી ભાંગે નહી, ભૂખ તરસનાં ભોગ;
દિલગિરિ ઉપજે દશગણી, જો ન જડે ઉદ્યોગ.

તેમ મને ઉદ્યોગ ન જડવાથી હું ઘણાં ગ્રંથો વાંચીશ

તો તેથી શું હું મારૂ પેટ ભરી શકીશ? નાં, કદી ભરી શકનાર નથી.

"મિત્ર શલ્યદાશ!" તમો કહો છો તે વાત ખરી છે તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો. "પણ પરદેશમાં દુઃખો પડયાથી તમો શું કરી શકશો?"

"મિત્ર શલ્યદાશ!" ધૈર્યની દોરીને હું મજબુત પકડી રહીશ. તેનો મિત્ર શલ્યદાશ બોલ્યો. બીજું જેમ:—

દોહરો.

દુઃખમાં ગોતમ મેળિયે, દુઃખમાં તજિયે દેશ;
આગળો કરિયે અતિ દુઃખે, વરણ જાતિનો વેશ.

તેમ જેવો વખત હશે તેવી વાત હું કરીશ. અને મારી મુશાફરીમાં શાંતીની કીસ્તીમાં બેસી ધૈર્યનું સુકાન મારા હાથમાં ધરીશ.

"મિત્ર શલ્યદાશ!" આવી જ્યારે તમારામાં ધીરજ છે ત્યારે હું તમને અટકાવી શકતો નથી તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો. "પણ પરદેશમાં કંઇ નિચ ધંધો (મજુરી) વિગેરેનો કરવો પડયો ત્યારે કેમ?"

"મિત્ર ધીરજલાલ"! શું તેમાં કંઇ નિચપણુ છે વારૂ? તેનો મિત્ર શલ્યદાશ બોલ્યો શાંભળો ત્યારે તે ઉપર મને એક દોહરો યાદ આવે છે તે એ કે:—

દોહરો.

ભલો ભણેલો ભુપતી, રૂડો હતો નળરાજ;
તોય અધમ ધંધો અતી, કર્યો પેટને કાજ.

જ્યારે નળરાજ જેવા ભુપતીએ દુઃખના વખતમાં અધમ ધંધો કીધો ત્યારે મુજ જેવા ભિખારીની શી ભિશાદ?

"મિત્ર શત્યદાશ"! ધન્ય છે તમારી જનત માતની કુખને! કે આટલું ધૈર્ય રાખો છો તે જોઇ હું ખુશી થાઉ છું. તેનો મિત્ર ધિરજલાલ બોલ્યો. "ભગવાન તમારો નિગેબાન હોજો."

શત્યદાશે પોતાના મિત્ર ધીરજલાલને કહ્યું–"હું એક માંગણી તમારી પાસ માગી લેઉ છું તે તમો બહાલ કરશો એવી મારી પુર્ણ આશા છે."

"મિત્ર શત્યદાશ"! તે શું છે તે. તો મને કેહેશો? તેનો મિત્ર ધિરજલાલ બોલ્યો.

"મિત્ર ધીરજલાલ"! તે કેહેતાં મને અતિ શરમ આવે છે. તેનો મિત્ર શત્યદાશ બોલ્યો.

"મિત્ર શત્યદાશ"! શરમ તજો અને તમારા ભરમની વાત કરો. તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો.

"મિત્ર ધીરજલાલ"! પરદેશ જતી વખતે મારી પાસે ઝેર ખાવા સુધાં એક પૈસો નથી. તેનો મિત્ર શત્યદાશ બોલ્યો. "તમો મારા શક્તિમાન મિત્ર છો ત્યારે મુજને આ વખતે નિભાવી લઇ કોક નાણાંની મદદ કરશો એવી મારી પૂર્ણ આશા છે."

"મિત્ર શત્યદાશ',! તે વશે તમારે કશી કાળજી

કરવી નહી. તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો. " મારા પીતાનું વહાણ દશ બાર દીવસ પછી રામપુર જનાર છે તેમાં તમોને મોકલી આપવાની તજવીજ કરીશ તેથી બે ચાર દિવસ તમોએ ધીર ધરવી જોઇએ. કેહતી છે કે :—" ઉતાવળા શો બાવરા—ધીર ધીગ શો ગંભીર." તેમ તમો ઉતાવલા થશો તો તેમાં તમારી હાંની થશે.

" મેહેરબાન મિત્ર ધીરજલાલ " ! તમારા નેક સખુનને હું આધીન છું. તેથી કદી ફરનાર નથી. તેનો મિત્ર શત્યદાશ બોલ્યો. " મગર કોઇનું બીજું વહાણ આજ કાલ પરદેશ ઉપડી જનાર હોય તેની તજવીજ રાખશો."

" મિત્ર શત્યદાશ " ! તે વિશે આપે તીલમાત્ર કાળજી કરવી નહી. હું તેની શોધમાં રહીશ. તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો.

હવે હીણભાગ્ય પૂત્રી ભાનુમતીનું તથા પુત્ર હરીદાશનું મરણ કેવી રીતે નિપજ્યું હતું તે વિશેની ખરી હકીકત જ્યારે મધુસ્થ શેહેરનાં શેઠે લોકોને જાણીતી થઇ ત્યારે કનકશેનને જે પેહલાં આબરૂ ઇજત મળતી હતી તે હવે ન મળતાં જ્યાં જતો ત્યાંથી બે આબરૂ થઇ પાછો ફરતો. હરીદાશનાં દુઃખદાયક મૃત્યુની ખબર તેનાં પીતાએ કેવાં બ્યાનથી લખી મોતીશેનપર મોકલી હોય તે વિશે શત્યદાશ બેખબર હતો. પણ તે દુઃખના મારેલાએ પોતાનાં દાદા મોતીશેન ઉપર જેવી હતી તેવી અક્ષરસા લખી જણાવી હતી અને તે સાથ લખી જણાવ્યું હતું કે જો તમો મુજને આ આફત-

માંથી ન છોડવશો તો જેવા હાલ મારી બેનનાં તથા ભાઇનાં થયા છે તેવા કો વખતે મારા પણ થશે.

હવે થોડા દીવસ ગયા બાદ મોતીશેનનું એક કાગળ દુઃખીત શત્યદાશ ઉપર આવ્યું તેમાં અતિ વિલાપ કરી લખ્યું હતુ, કે જે વાંચતા તેની આંખમાંથી મોતી જેવાં આંસુઓ ટપકયાં હતાં. વળી તેમાં એમ લખી જણાવ્યું હતું કે તારા પીતાને મેં કાગળ લખ્યો છે તેમાં લખી જણાવ્યું છે કે' થોડા દિવસ મારી પાસે તને મોકલે કે જેથી મારો થોડો ઘણો ગમ દુર થાય. પણ તારો પીતા તને મોકલે એ અશકય છે !

હવે ધીરજલાલનાં મનમાં પોતાનાં દુઃખીત મિત્ર શત્ય-દાશનો હેવાલ પોતાનાં પીતા શાંતીદાશ આગળ જાહેર કરવો એ વિચાર તેના મનમાં ઘણાં દીવસથી ગોળાયા કરતો હતો. મગર કંઇ તાલ આવે નહી.

શાંતીદાશ શેઠ જમી રહ્યા પછી ઓટલાપર બેઠો છે તેનો લાભ લઇ તેના પુત્રે કહ્યું—"પીતાજી એક દુઃખીત હ-મજાતી ભાઇની દાદ લઇ તેનાં હાલ ઉપર દયાની નજરે જોઇ તેને મદદ કરી શકશો ? તેનાં જળતાં જીગરને તમારા મીઠા શખુનરૂપી શબ્દોનાં પાણીથી થંડુ કરશો ? કરતાં હો તો શત્વર કહો કે તે વિશે હું બ્યાન કરૂં."

"પૂત્ર ધીરજલાલ"! એવો દુઃખી આપણો હમ-જાતી ભાયાં કોણછે. તેનો પીતા શાંતીદાશ બોલ્યો. "તેનું નામ

શું? તે કયાં રેહે છે? અને તે ઉપર શુ દુઃખો છે તેનું શવિસ્તર બ્યાન કર્યા વગર હું સું કહી શકું?"

"છત્રતાજ પિતાજી"! તમો તેને મદદ આપવા વિસે મને વચન આપતા હો તો હું તે વિશે બ્યાન કરી શકું. તેનો પૂત્ર ધિરજલાલ બોલ્યો.

"પૂત્રા!" વગર વિચારે હું શું વચન આપી શકું? તેનો પિતા શાંતિદાશ બોલ્યો.

"પિતાજી!" વિચાર કરવા જેવું કશું નથી. તેનો પૂત્ર ધિરજલાલ બોલ્યા.

"પૂત્રા!" ત્યારે શું હું વગર વિચાર કરવે તને વચન આપી તેમાં બંધાઊં? તેનો પિતા શાંતીદાશ બોલ્યો.

"પિતાજી!" બંધાવા જેવું કશું નથી વાસ્તે મેહેરબાની કરી વચન આપો. તેનો પૂત્ર ધીરજલાલ બોલ્યો.

હવે ધીરજલાલનો આગ્રહ વધારે જોયાથી શાંતીદાશે વચન આપ્યું તે જોઇ તે ખુશી થયો અને પણ જ્યારે શત્યદાશનો દુઃખી હેવાલ તથા તેની બેન ભાનુમતી તથા તેનો ભાઇ હદીફ્રાશનાં દુઃખદાયક મૃત્યુનો હેવાલ તેને કેહવો શરૂ કીધો તે વખતે તેની આંખમાંથી મોતી જેવા પાણીનાં ટીપા ટપકતાં-બોલતાં બોલતાં તે થાકી જતો ત્યારે પોતાનુ માથું પાસેની ટેબલપર મુકી જરા આશાએશ લેઇ પાછો હેવાલ કેહવો શરૂ કરતો. તે શાંભલી શાંતીદાશ શેઠની છાતી ભરાઇ આવી અને આંખમાં આંસુનાં ઝલઝલાં ભ

રાઈ આવ્યા. તે દુઃખીત હેવાલ સમાપ્ત થયા પછી શાંતી દાશ શેઠે પોતાનાં પૂત્રને કહ્યું તે દુઃખીત શલ્યદાશને મારી કને લાવવો એટલે શરવે રીતે તેનો પક્કો બંદોબસ્ત કરી પડતા દુઃખોમાંથી તેને બચાવીશું. હવે રાત ઘણી ગઇ છે તેથી હે પૂત્ર આરામ કર એમ કહી શાંતીદાશ શેઠ આરામ કરવા ગયો.

અરે! કનકશેન કેટલો ઘાતકી, કેટલો નિર્દય અને ક્રૂર કે પોતાની પ્રાણપ્રિયાનાં કહ્યાસર ચાલી પોતાની પૂત્રી ભાનુમતી તથા પૂત્ર હરીદાશનું કેવી ઘાતકી રીતે મરણ નિપજાવ્યું હતું તેથી વાંચનાર અંજાણ્યા ન હશોજ. શલ્યદાશ આવા દુઃખદાયક બનાવથી અતિશય કલાપીત કરતો અને તે વમળના વિચારમાં ને વિચારમાં તે પોતામા પલંગ ઉપર જઇ સુતો પણ કેમે કરતાં નીંદ આવે નહી. રાત્રનાં બાર વાગા પછી તેને એકાએક નિંદ આવી ત્યારે તેને એક સ્વપ્નો જોયો કે, એક બુઢા પીરમરદે તેને છાતી શરશો દાબી મોટા વહાલથી તેના ગાલ ઉપર બોસા દઇ પાસે બેસાડી ધીરજથી કહયું—“પૂત્રા, તારે હવે કશી ફીકર કરવી નહી, કારણ તારો બરગસ્ત શેતારો એક ઉંડા દરીઆવની ગારમાં ઉંધો થઇ પડયો છે, અને એકવીસ આંસનો શુક્રનો શેતારો તારા ઉપર હવે પૂર પ્રકાશથી ચમકશે. કે જેથી તું ભારી શુખ જોશે. આજથી ત્રણ માસ પછી તારા પીતા સાથ તારી શાવતર માતનો તારી જીનાં દાગીનાં તથા ઘર વિશે ભારી કજીયો થશે અને તે કજીયા-

માં તારી અદેખી શાવતર માત ગુસ્સામાં તારા પીતાની જે કંઇ દોલત મેળવેલી હશે તે લઈ પીયેર ચાલતી થશે. થોડા વખત ગુજર્યાં બાદ તારા પીતાને પક્ષઘાતનો બુરો મરજ લાગુ પડયાથી એક વર્ષની ભારે માંદગી ભોગવી સ્વર્ગવાસી થશે. તારા પ્રીતિપાત્ર મિત્રથી તારા હકમાં બેહદ ફાયદો થશે. અને તેની એક પુરી બેન કે જેનું નામ રૂકમણી કરી છે તેની સાથ તારાં છુપાં લગન ધર્મપુરીમાં થશે. અને તારા શશરાથી બેહદ ફાયદો તું જોશે. તારો મિત્ર જેમ તને સલાહ આપે તેમ તું વર્ત્તજે. પૂત્રા ! તારે જગતજશ મેળવાને કિજે પટલા અવગુણ તજવા જોઇએ તે સાંભળ. અને તે પ્રમાણે વર્ત્ત.

દોહરો.

જો તું ચ્હાત જગત જશ, (એ) અવગુણ તજિયે ચાર:
સુરા, પાન, ચોરી, જુવા; ઓર પરાઈ નાર.

બુઢા પિરમરદ ! આ શિખામણ રૂપી દોહરો કોક દહાડે હું વિશરશ નહીં પણ તે પ્રમાણે વર્ત્તીસ. શત્યદાશ બોલ્યો.

પૂત્રા ! અગરજો તું મહાત્મ પુરૂષ થવા ચહાતો હોય તો આ નિચલો દોહરો ખુબ યાદ રાખી તે પ્રમાણે વર્ત્તજે.

દોહરો.

ક્ષણભર જેનો ક્રોધ રહે, મરણ બગીરે પ્રિત;
સ્વાર્થ વગરનું દાન દે, મહાત્મની એ રીત.

તેમ તું વર્તી આ જગતમાં મહાત્મ પુરૂષ થજે. આ શિખામણ રૂપી બે દોહરા કોક દહાડે તું વિશરતો નાં.

હવે તે બુઢ્ઢા પીર મરદે આ પ્રમાણેની બશારત દઇ ગુમ થઇ ગયો. તેવોજ શત્યદાશ તે ખાબરથી બિદાર થઇ ઉઠી જોએચ તો શવારનું પોહોર થયું છે. તેથી પલંગ ઉપરથી તરત ઉઠી હાથ મોહો ધોઇ શ્રી ભગવાનજીની બંદગીમાં તેને પોતાનું શર જુકાવ્યું. તેવામાં તેનો મિત્ર તે જગ્યાએ આવી પોહોંચ્યો. શત્યદાશ બંદગીથી ફારગ થવા પછી તેનો મિત્ર તેને કેહેવા લાગ્યો કે, મેહેરબાની કરી જરા મારે ત્યાં પધારપાની તશદી લેશો ? તરત તેણે હા કહી અને તે તેની સાથે તેનાં ઘેરે ગયો.



પ્રકરણ ૮ મું.

## "આગળ દુઃખ—તો પાછળ સુખ."

### (શત્યદાશની કીસમતની કિસ્તીનો અજાયબ જેવો ફેરફાર.)

### દોહરો.

હવે ધીરજલાલે પોતાનાં દુઃખીત મિત્ર શત્યદાશને એક અલાહીદા ઓરડામાં બેસાડી તેનું બારણું અળગું ઢાંકી પોતાનાં પીતાને તેડી લાવ્યો. શાંતીદાશ શેઠનાં આવ્યાથી શત્યદાશ તરત ખુરશી ઉપરથી ઉઠી સલામ—અકરામ

કરી ઉભો રહયો પણ તે ભલા શેઠે તેને બેસવાની રજા આપ્યાથી તે બેઠો. ત્યારે તે શેઠે તેની હાલત વિશે પુછવું શુરૂ કીધું. તે વખતે તે દુઃખીત શલ્યદાશે પોતાનો હેવાલ કેહેવો શુરૂ કીધો તે વખતે તેની આંખમાંથી નવજાર આંસુના રેલા ચાલ્યા અને પોતાની માતનાં અકાળ મૃત્યુથી ભરે દિલગિરી બતલાવી. જ્યારે તેની છાતી વધારે ભરાઇ આવતી ત્યારે જરા તે દમ ખાઇ પાછો પોતાનો હેવાલ કહેવા શરૂ કરતો. તેનો હેવાલ જ્યારે ખતમ થતો ત્યારે તેની છાતી એકાએક ભરાઇ આવ્યાથી તે બેભાન હાલતમ પડયો તેથી આખા ઘરમાં ધભરાટ થઇ રહયો અને તેને હુશ્યાર કરવાને વાસ્તે ચાંપતા ઇલાજો કામે લગાડયા મગર તેથી તે જલદી હુશ્યાર થયો નાહી. ત્યારે શાંતીદાશ શેઠે એક હુશ્યાર વૈદને બોલાવી ચાંપતા ઇલાજો તેની ઉપર ચલાવ્યા જેથી તે એક કલાક પછી હુશ્યાર થયો ત્યારે તેની નઝર આગળ તે વૈદરાજ કે જે બાનુમવીની વખતે આવ્યો હતો તેણે તેને જોયાથી એકાએક તેની આંખમાં આંસુ આવ્યાં અને એક શરદ હાય મારી તેને છાતી શરશો ચાંપી તે ભલા શેઠને કહ્યું-"શેઠ ! એ હીનભાગ્ય માત વગરનાં દુર્ભાગ્ય બાળકો ત્રણ હતાં. જેમાંથી દુઃખ અને આફતનાં વંટોળ્યામાં ફેગ ખાઇ તેની ઘાતકી શાવતર માતનાં ક્રૂર અને દુખીત તાપથી તથા તેનાં પીતાનાં કાચા કાનથી આખર બે જણાં ભય-ભીત હાલતમાં મરણ પામ્યાં. અને તેમાંનો આ દુઃખીત શલ્યદાશ ફકત બાકી છે મગર

હું નહી જાણી શકનો કે તે પણ તે દુષ્ટોનાં હાથમાંથી બચી શકશે !

"વૈદ્યરાજ !" આ નિર્દોષ અને દુઃખીત શત્યદાશનાં હાલ ઉપર દયા લાવી તેને પડતાં દુઃખોમાંથી બચાવવો જોઇએ. શાંતીદાશ શેઠ બોલ્યો.

"શેઠ !" બેશક બચાવવો જોઇએ કે જેથી તે નિર્દોષ પૂત્ર સદા તમોરો આભારી રેહેશે. વૈદ્યરાજ બોલ્યો.

વૈદ્યરાજ !" શત્યદાશપર પડતાં ભારી દુઃખોથી તે અતી કંટાળી જઇ પરદેશ નાહાસી જવાની તજવીજ કરેચ પણ તે યુક્તીથી તેણે દુર રેહેવું જોઇએ. શાંતીદાશ શેઠ બોલ્યો. "આ દુઃખી પૂત્રોનો હેવાલ સાંભળી મને અતિઅંત દયા આવે છે કે જેથી હું મારી એક પુરી પૂત્રી સાથ તેનાં લગન કરી આપી પડતા દુઃખોમાંથી બચાવવા ચાહુચ. અને હું આશા બાળગુંચ કે મારી પ્રીય પૂત્રી તે શખુન રદ નહી કરશે. એઓનાં લગન કરી આપાથી એ બેઉને વાસ્તે એક અવાહીદી હવેલી, બાગ–બગીચો, ખેતરો અને બીજી સંસાર ઉપેહાગી વસ્તુનો સંગ્રહ તથા ત્રીશ હજાર દુપીયા રોકડ આપી મારી નજર હજુર રાખી એના નામથી જુદો વેપાર ચાલુ કરાવવો એવી મારી મરજી છે."

"શેઠ !" ત્યારે તો આ દુઃખી શત્યદાશનો દિવસ ફર્યો એમ હુ સમજુશ. વૈદ્યરાજ બોલ્યો. હું ઘણા શેહેરે ફર્યો છું પણ આપ જેવા ભલા, નિતીમાન, સખી અને હાતમ દિલ જેવા બિજા કોકને જોયા નથી. આપણાં મહો-

માંથી લગ્ન સંબંધીનાં શબ્દો નિકળતાં જોઈ હું અતિઅંત ખુશી થયો છું. શત્યદાશના રૂદયમાં જે કારી જખમો લાગા હશે તે ઉપર આજે એક મુજરબ મલમપટ્ટો થયો એમ હું સમજું છું અને તેમાં કંઈજ શક નથી. હવે તેને ગમીની છોડી દઈ ખુશીમાં ફરવું જોઈએ."

"મેહેરબાન શેઠ"! હું ધર્મી પિતા વૈદરાજના બોલ્યાને ટેકો આપું છું. શત્યદાશ અતિ નમ્રતાથી બોલ્યો. "આપે જે દુ:ખીત પૂત્ર ઉપર આપણો કૃપાળુ દસ્ત લંબાવ્યો તેથી હું તમારો અત્યંત આભારી છું. અને તે આભારનાં બોજા તળે હમેશ હું દબાએલો રહી આપણી ખીદમતમાં હાજર રહીશ. આપે હાતમ દિલ ચલાવી જે આપણી એક પુરી પૂત્રી સાથ મુજનાં લગ્ન કરવા ધારો છો, પણ આપણી નેક પૂત્રી જો તે સખુન બહાલ કરે તો હું એક ખરેખરો સુખી સમજીશ."

હવે શાંતીદાશ શેઠ પોતાનાં પૂત્ર ધીરજલાલને પોતાની પૂત્રીને બોલાવવા વિશેનો હોકમ કીધો તે મુજબ તેણે પોતાની બેન રૂકમણીને બોલાવી લાવી પીતાની હજુર ઉભી કીધી.

"પૂત્રી રૂકમણી!" કોઈ પણ દિવસે મારો કહીલો સખુન તુએ ઉલઘન કીધો નથી. તેમજ આ ઠેકાણે પણ કરશે નહી એવી મારાં પૂર્ણ ખાત્રી છે. તેનો પિતા શાંતીદાશ બોલ્યો.

"છત્રતાજ પિતાજી!" તમારી ગુપ્ત વાત શું છે તે

હું જાણ્યા શિવાય શું કહી શકું. તેની પુત્રી રૂકમણી બોલી.

"પૂત્રી રૂકમણી"! મારી તથા માગ ઉત્પન્ન કર્તા શ્રી ભગવાનજીની બાખુશીથી તારા લગન આ માત વગરનાં પૂત્ર શત્યદાશ સાથ કરવા ચાહું છું તેમાં કંઇ તું હરકત કરી શકશે? તેનો પીતા શાંતીદાશ બોલ્યો.

"છત્રતાજ"! શત્યદાશના હેવાલથી હું વિદિત છું. તેની પૂત્રી રૂકમણી બોલી. "તેની શાવતર માતથી તેના ઉપર ભારી જફા ગુજરેલી છે અને અથાપ ગુજરે છે. ભાનુમતી તથ હરીદાશનું કેવી ઘાતકી રીતે તેનાં પીતાએ મરણ નિપજાવ્યું હતુ તે પણ હું સારી રીતે જાણું છું. ત્યારે તેવા ઘરમાં તમો જાણતાં છતાં મને ઝીપલાવવા માગોચ તો હું કેમ ઝીપલાવીશ? કોક હાથમાં દીવો લઇ કુવામાં તો ન ઉતરતું હોય. શત્યદાશ તો એક દુ:ખના ઉંડા ગારમાં છે, અને મારા ગયા પછી તેની અદેખી સાવતર માત મારી ઉપર દુ:ખો ગુજારશે ત્યારે બિચારો શત્યદાશ તે દુ:ખમાંથી પોતે છુટશે કે મને છોડવશે."

"પૂત્રી રૂકમણી"! તારા શબ્દો ખરેખરા વાજબી છે, મગર હું તેમ કરવા ચાહતો નથી. તેનો પીતા બોલ્યો. "તારા લગન કરી આપ્યા પછી તમારે વાસ્તે એક જુદી હવેલી, બાગબગિચો, ખેતરો અને ઘર સિંગારને ઉપયોગી પડતી ચીજોનો સંગ્રહ તથા ત્રીશ હજાર રૂપીયા રોકડ આપી મારી રૂબરૂમાં તમોને રાખી તારા ભથારનાં નામથી એક જુદોજ વેપાર ચાલુ કરી આપવાની મારી મરજી છે કે

જેથી તું તારી શાવતર શાશુની ભીતીથી તથા દુઃખથી અળગી રહી તમો બે જણાં અતી સુખમાં રહી દિવસ ગુજારશો."

"છત્રતાજ પીતાજી!" તમો કહો છો તે મુજબ કરી આંપવા અહાતા હો તો હું તે દુઃખી—ની સ્ત્રી થઈશ. તેની પૂત્રી રૂકમણી બોલી.

વૈદ્યગજે રૂકમણીની તે ભલી ચાલ વિષે ઉપકાર માની શત્યદાશની પીઠ ઠોકી કહ્યું—"પૂત્રા, આ ભલી સ્ત્રીથી તું, ઘણું સુખ જોઇ ચમનમાં રૈહેજો." એવી વાતચીત અરસપરસની ચાલી રહી છે તેવામાં શાંતીદાશ શેઠની સ્ત્રી આશાબાઈ ત્યાં આવી પોહોંચી. ત્યારે શાંતીદાશે શર્વે હકીકતથી તેને વિદીત કીધી તેથી તે ઘણી ખુશી થઇ કેહેવા લાગી. પ્રાણનાથ! શર્વે તો થઇ રેહેશે પણ શત્યદાશને શી રીતે લાવી શકશો વારૂં?

"પ્રાણપ્રિયા"! તે વિશે તારે કાળજી બાળગવી નહી. પણ લગનની જેમ જલદી તૈયારી થાય તેમ કરવી. તેનો પ્રાણનાથ શાંતીદાશ બોલ્યો.

"પ્રાણનાથ"! લગન ઘ્યાં કરશો કે બહારગામ? તેની પ્રીયા બોલી.

"પ્રાણપ્રિયા? તું સમજતી નથી. તેનો પ્રાણનાથ બોલ્યો. "ઘ્યાં લગન કિધાથી શત્યદાશ વિશે હોકાર થઇ રેહેશે તેથી બેહેતર છે કે બહારગામ કિધેલા ઘણાજ સારાં."

"શેઠ" હું તમારી શલાહને વધારે પશંદ કરૂં છું.

વૈદ્યરાજ બોલ્યો. " પણ હવે લગનની જલદી તૈયારી થાય તેમ કરવી જોઇએ . એ તો શર્વે થશે પણ હાલ માંગણી બદલ કંઇ "— * * * *

હવે એવા વૈદ્યરાજનાં શબ્દો સાંભળતાં શાંતીદાશ શેઠ તેજગ્યા ઉપરથી ઉઠી પોતાની પ્રાણપ્રીયાને એક બાજુએ તેડી કહ્યું શત્યદાશને શું ચાંલો કરવો જોઇએ? તે વખતે તેની પ્રાણપ્રીયાએ કહ્યું કે જો આપણે રૂપીયા પેહેરાવીશું તો તે કયાં મુકશે? કેમકે માત તાતનો તો આવો જુલમ છે ત્યારે એક સારી જેવી હીરાની વીટીજ કરો એટલે થયું. પછી લગન ઉપર જોઇ લેશું.

એવી વાતચીત થયા પછી આશાબાઇએ એક થાળીમાં શર્વે રીતનો સામાન મુકી પોતાની વહાલી પૂત્રી રૂકમણીને એકબાજુએ તેડીને કહ્યું–પૂત્રી પેહલાં ટીલક કરી તારા થનાર ભ્રથારનાં હાથનાં આંગળામાં આ હીરાની વીટી પેહરાવી આ રૂપીયા સાથ હાથમાં શ્રીફળ આપી દંડવત કરજે. એવી રીતે શિખાવી તેણે શત્યદાશ આગળ મોકલી.

હવે રૂકમણીએ માતુશ્રીના શિખવ્યા મુજબ પોતાના થનાર ભ્રથારને રીત કરી દંડવત કરી દુર જઇ બેઠી. તેવોજ શત્યદાશ ખુરશી ઉપરથી ઉઠી શ્રૃષ્ટી કર્ત્તા પરમેશ્વરની જનાંબમાં પોતાનું માથુ નમાવી કહ્યું–ઓ જગતપાળક દુ:ખહર્ત્તા શ્રી ભગવાન ! એક ક્ષણભરમાં મારી હાલતમાં કેટલો ફેરફાર ! આ કેવો સ્વપ્ન રૂપી બનાવ ? આ કેવી તારી માયા! હું ! હું કંઈ સ્વપ્નો તો નહી દેખતો હોઉ વારૂં ? ના,

ના, તેમ તો નથી. ત્યારે કેમ? ભગવાનની બક્ષેશ કંઈ અપાર છે, ગરીબને શ્રીમંત ને શ્રીમંતને ગરીબ બનાવે છે. તેમ મારો દુ:ખીત હેવાલ સાંભળી સુખી કરવાનો વિચાર તેનાં મનમાં તો ન આવ્યો હોય વારૂ? તેથી તેણે મારા કદરદાન, હાતમ દિલનાં તથા શખી તબેહના શેઠનાં અંતર-યાંમ દિલમાં દયાનો ઝહરો ઉત્પન્ન કરી જે નવાજેશ કરાવી છે તેથી હું તે ભગવાનનો, મારા છત્રતાજ શેઠનો, મારા હીતેચ્છુ મિત્રનો તથા આ બેઠેલી મીજલશનો મોટો આ-ભારી છું."

માંગણીની રીતમાં મારા શખી શેઠ તરફની થએલી ભેટમાં કંઈ પણ વધારો કરી મારી સ્ત્રીને આપવો જોઇયે, પણ તે પ્રમાણે કરવા મારી પસે હાલે કંઈ પણ શાધન નથી. ફકત મારા હાથનાં આંગળામાં મારા દાદા તરફની મળેલી એક હીરાની વીટી છે તે આ રીતમાં હું બાખુશી શાથ મારી થનાર સ્ત્રીનાં હાથમાં પેહેરાઉં છું તે તેણે દલગીર ન થતાં તથા મારા હાલ ઉપર દયાફ્તી ન કરતાં લેવી જોઇએ. એમ કહી તેણે તે વીટી તેના હાથમાં પેહેરાવી.

મીજલશીઓએ હુરરેનાં પોકારો જારી કીધાં. વૈદ્ય-રાજે ઉઠી શત્યદાશની પીઠ ઠોકી કહ્યું—ધન્ય છે તારી જનત માતની કૂખને! અને આ તારા છતાદાર ભાષણને!

થોડો વખત ગયા પછી ભોજનના તૈયારી થઇ ત્યારે શર્વે જણ જમવા બેઠા અને ભોજનથી ફારેગ થયા પછી શત્યદાશે શાંતીદાશ શેઠ તથા વૈદ્યરાજ પાસથી રજા લઇ

ઘેર જવા નિકળ્યો ત્યારે તે ભલા શેઠે તેને કહ્યું, કે તું કંઈ ફિકર કરીશમાં. જ્યારે હું ધીરજલાલ સાથ કેહેવડાવીશ ત્યારે તું ગુપચુપ કોક ન જાણે તેમ ઘેરમાંથી નિકળી આવવું.

જેવો શત્યદાશ ત્યાંથી નિકળ્યો તેવોજ ગુપચુપ કોઇ ન જાણે તેમ પોતાનાં ઓરડામાં જઇ ચોપડી વાંચવા બેઠો. જે તેણે બુઢા પિરમરદે બશારત આપી હતી તે આખર ખરી પડી પણ તેનું મન ભારે ઉચાટ થયું હતું કે કયારે બહાર પડું. તેની વહાલી બેન ભાનુમતીનું તથા ભાઇ હરીદાશનું અકાળ મરણ જયારે તેને યાદ આવતું ત્યારે તે ભારે કલાપીટ કરતો જેથી તેનો જીવ ભારી ઉચાટ થઇ ખાવું પીવું બિલકુલ ગમતું નહતું.

તેનો પ્રીયમીત્ર ધિરજલાલ કે જે હાલે તેનો શાળો થતો હતો તે દરરોજ તેની કને આવતો કે જેથી તેને ભારે કરમણુક થઇ તેના દિલમાં ઉપજતા વિચારો દુર થતા, પણ જયારે તે પાછો જતો ત્યારે તે વિચારો પ.છા તેનાં મનમાં ગોળાયા કરતા.

તેનાં જાની મિત્રને શત્યદાશનાં લગનનાં કામ વાસ્તે રોકાવું પડયું હતું તેથી તે પાંચ શાત દિવસ તેની કને આવ્યો ન હતો. એક દિવસ ફુરસદ મળ્યાથી તેણે આવી શત્યદાશને કહ્યું, કે આજ સર્વે તૈયારી લગનની થઇ ચુકી છે. વહાણ ઉપર શર્વે અશબાબ ચઢાવ્યો છે. આપણી સાથે ધર્મપુરી આવવાને સ્ત્રી પુરૂષો સુમારે ત્રીશ ચાળીશ થશે

એવો સુમાર છે. તમારી ગોઠવણને લીધે મારા પીતાએ તમારા પીતાનાં રામદાશ નામનાં શિપાઇને સમજાવીને કહ્યું છે અને સમો થયાથી તે તમને કોઇ ન જાણે તેમ બારણું ઉઘાડી આપણે ત્યાં લઇ આવશે. વાસ્તે આજની રાત તમોએ હુસ્યારીથી કહાડવી. અને જ્યારે હું સીટી ફુંકું તે વખતે જો રામદાશ નીંદમાં હોય તેને તરત જાગૃત કરી જલદીથી નિકળી આવવું. એમ મારા પીતાએ તમને કેહેવા કહ્યું છે.

"મિત્ર ધીરજલાલ !" હું મારા કપડા વિષે કેહેવી તજવીજ કરૂં, તેનો મિત્ર શત્યદાશ બોલ્યો. "જો મારા હાથમાં હોત તો તરત તેણે બાંધી રામદાશ જોડે મોકલી દીધાં હોત પણ તેમ બનવું હાલે મુશ્કેલ છે. કારણ મારા શર્વે કપડાં મારી શાવતર માત કને છે."

"મિત્ર શત્યદાશ"! તે વિશે આપે કશી ફીકર કરવી નહી. તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો. "તમારાં કપડાં શિવાડી તૈયાર કરી એક પેટીમાં ભરી વહાણ ઉપર રવાનાં કીધાં છે. એટલે ફીકર કરવા જેવું કંઇજ નથી."

"મિત્ર ધીરજલાલ !" ત્યારે તો શાનાં કરતા પિણું ભલું! તેનો મિત્ર શત્યદાશ બોલ્યો.

"મિત્ર શત્યદાશ !" વખત ઘણો થઇ ગયો છે તેથી પિતા મારી રાહ જોતા હશે વાસ્તે હું રજા માંગું છું. તેનો મિત્ર ધીરજલાલ બોલ્યો. તમો તમારી હુશ્યારીમાં રેહેજો હું !"

એમ કહી ધીરજલાલ ત્યાંથી રવાના થયો. હવે થોડો વખત ગયા બાદ રામદાશ શિપાઇ શત્યદાશ આગળ આવી કેહેવા લાગ્યો કે આપણી છુપી વાતથી હું આગાહ છું પણ તે વિશે આપે કાળજી કરવી નહી અને નિરધાસ્ત રેહેવું. અદ્યાપ વખત ઘણો છે વાસ્તે આપ જરા આરામધાહ કરો.

હવે શત્યદાશ પોતાના પલંગ ઊપર સુઇ આમ તેમ લોટવા લાગ્યો પણ કેમ કરતાં તેને નિંદ આવે નહી. કયારે બાર વાગે એવા વિચારમાં ને વિચારમાં તે પલંગ ઉપર સુઇ રહયો હતો. તેટલે બાર વાગા અને તેનાં હિતેચ્છુ મિત્રે સીટી ફાડી તે વખતે રામદાશ શિપાઇએ તેને કહ્યુ કે, શેઠ ચાલો, વખત થયો. તે વખતે તેણે રામદાશને કહ્યું, તું કોક આગળ આ વાત કહીશ નહી. મારા પીતા તને સહવારે પુછશે તો તે વિશે તું ન જાણતો હોય તેમ જવાબ આપજે. ત્યારે તે ભલા શિપાઇએ પોતાનું માથું તેનાં પગ ઉપર મુકી કહ્યું, શેઠ આપણે લીધે જો મારો જાન બરબાદ ગયો તો બેહેતર છે પણ આ આપણી ગુપ્ત વાત કોક આગળ કહીશ નહી. એમ કહી તેણે કોક ન જાણે તેમ ગુપચુપ તેના શશરાને ત્યાં મુકી આવ્યો. ત્યારે તેને બાખુશી સાથ જે પાંચ રૂપીયા તેના શશરા તરફથી વીટીની સાથ મળ્યા હતા તે આપ્યા. તે લઈ તે ખુશી સાથ શત્યદાશ શેઠને મળી ભેટી પોતાનાં મકાને ગયો.



## પ્રકરણ ૧૦ મું.

# શત્યદાશનું છુપુ પળાયણ-અને છુપાં લગન.

( જેને ભગવાન રાખે-તેને કોઈ ન ચાખે.")

---

દોહરો.

પરમેશ્વર જો પાધરો, તો શત્રુથી શું થાય;
પથરા ફેંકે પાપિ તે, ફૂલ થઇ ફેલાય.

જ્યારે શત્યદાશ પોતાનાં શશરા શાંતીદાશનાં ઘેર ગયો ત્યારે શર્વે તૈયારી થઇ ચુકી હતી. મીજલશીઓ મોટા ઠાઠ માઠથી ખુરશી ઉપર બીરાજેલા હતા, કે જેની સંખ્યા ચાળીશની હતી. થોડો વખત ગયા પછી દશ બાર ગાડીઓ દરવાજા આગળ આવી ઉભી અને તેમાં શર્વે જણ બેસી આસાનદીના કિનારા ઉપર ઉતર્યા. હવે જે વહાંણ શર્વેને વાસ્તે તૈયાર કીધું હતુ તેમાં બેઠાં. એટલે ખલાશી લોકોએ હૂરરેનાં પોકારો કરી લંગર ઉચકી તે ચલાવ્યું. વહાંણ પેહેલા ઘણું મંદ ચાલતું હતું પણ જ્યારે બારૂં મુકીને થોડે આગળ ચાલ્યા એટલામાં પવન ઘણાં જોરમાં ફૂકવા લાગો, અને મોજાં બહુ ઉછળવા માંડયા. તે જોઇ તેમાનાં કેટલાક સ્ત્રી પુરૂષો બહુ ધભરાવા લાગાં. ફેર અતિશે આવવા લાગા અને થોડોવાર રહીંજે જોઇએ તે ઓકવા લાગા.

તોફાન વધતું ચાલ્યું, શત્યદાશે કોક દહાડે આવા મોટાં તોફાન જોયલાં નહી- તેથી આ તોફાનજે નાનું હતું તોપણ તેણે જાણ્યું, કે એ ઘણું ભારે છે. તેણે ધાર્યું કે મોજા વહાણપર ઘડી અદઘડીમાં ફરી વળશે તે જોઇ એક ગૃહસ્થે સમ ખાધા કે જો આ વખતે હું બચીશ તો ફરીથી વહાણ ઉપર પગ ન મુકીશ પણ સારા વિચારે આ વાવઝોડું નરમ પડ્યું ખરૂં પણ ઉલટા પવનને લીધે વહાણે ઘણાં ગાઉ કાહાડયા નહી, તોફાન થયા પછી ચોથે દહાડે ધર્મપુરી પાસે આવી પોહોંચ્યાં. એટલામાં વાદળાં થઈ આવ્યાં, વિજળીઓ થવા માંડી, ને ખલાસીઓની નજરમાં આવ્યું, જે થોડીવારમાં મોટું તોફાન થશે તેથી જેમ બને તેમ જલદી બારામાં વહાણ લઇ જવા કીધું તે વખતે વરસાદનો હિંગામ ન હતો પણ શત્યદાશનાં અભાગ્યાં નશીબે તે વખતે વાવઝોડુ આવી પડ્યું, પાણીની છાલકો અંદર આવવા લાગી, વહાણનો કુવો ઉડી ગયો, શઢ ફાટી ગયા, દોરડાં તુટી ગયાં, અને ડુબ્યું, ડુબ્યું, એમ ખલાસીઓ પોકારવા લાગ્યા, તે વખતે શત્યદાશે શ્રી ભગવાનની મીનત ગુજારી કે ઓ દયાનીધી સાગર! ઓ કૃપાળુ ભગવાન! દયા કરી હમોને બચાવ, અને માત વગરનાં દુર્ભાગ્ય બાળક તરફ દયા કર. અરે! મારૂ નશિબ તો ફુટેલું હતું પણ આ જેટલાં વહાણમાં બેઠેલાં છે તેઓનુ નશીબ પણ દુર્ભાગ્ય છે કે કેમ? ઓ ઇશ! હવે દયા કરી બચાવ કે આ આફતમાંથી છુટી સહી સલામત હમારા ધારેલા મુકામપર પોહોંચીએ.

હવે તે વખતે શર્વેનાં મ્હોડાં ભારી ગમગીની ભરેલા થયાં હતાં, પણ થોડા વખતમાં શર્વે સમાધાન થયુ જેથી વહાણુપરનાં શર્વે લોકોએ હુરરેનાં પોકારો જારી કીધા અને તેઓ શહી શલામત શ્રી ભગવાનની મદદથી ધર્મપુરીના કિનારાપર ઉતર્યા.

તેઓ જે હવેલીમાં ઉતર્યા હતા તે મોતી પારખુ શંકરજીની હતી કે જે ઘણીજ ભપકામાં શિનગાર્યામાં આવી હતી. મીજલસીઓએ ત્યાં ખુબ ધમર-ચકર ચલાવી મુકી હતી, સ્ત્રીઓનાં ગીતો અતી મધુર અને કાંનોને મંજુલ પમાડે એવાં હતાં. તેમાં રાત્રીની વખતનાં ગીતો તો એટલા તો મધુર અને મંજુલ લાગતાં હતાં કે શત્યદાશને ત્યાંથી ઉઠવા પણ ગમતું નહોતું. ગોયા એક પરી આસ્માન ઉપરથી ઉતરી જાણે વાંસલી વજાડતી હોય તેવું તેને ભાસ્તુ હતુ. આગળા દિવસો ફરતાં લગનનો દિવસ ભારી ખુશાલીમાં શર્વેએ ગુજાર્યો અને શત્યદાશના રૂકમણી સાથ મોટી ધામધુમથી લગન થયાં.

શાંતીદાશ શેઠે શર્વે કામથી ફારગ થયા પછી મધુરસ શેહેર જવાની તૈયારી કીધી. તેઓનું વહાણુ જે બિસ્માર હાલતમાં આવી પડયું હતું તેને દુરસ્ત કરાવી શર્વે અશબાબ તેમાં ચઢાવવાનો હોકમ થયો. તે વખતે શત્યદાશે પોતાનાં શશરા શાંતીદાશને નમ્રતાથી કહયુ કે મારા દાદા દાદીને મળ્યાને આજ લગભગ ચાર પાંચ વર્ષ થવા આવ્યાં છે અને મારે લીધે તેઓ કેવી ફીકર ચંતાશેમાં હ

તે આજ હું કહી શકતો નથી. વાસ્તે મુજને નગરપુરી જવાની થોડા દિવસની રજા આપવી કે તે અરસામાં હુ મલી ભેઠી શત્વર તમારી તરફ પાછો ફરીશ.

શાંતીદાશે મોટી ખુશી સાથ તેને જવાની રજા આપી કહ્યું કે તારી સાથ તારી સ્ત્રીને તથા શાળાને પણ સાથે લઇ જવું. તમારે વાસ્તે બીજું વહાણ તૈયાર કરવાને કહું છું અને તે સાથ સારા હુશયાર ખલાશી તથા મારો મંછારામ નામનો નોકર સાથે આપું છું. તમોને પેહેલાં વિદાય કર્યા પછી હમો બીજે દહાડે હયાંથી રવાનાં થઇસું. એમ કહી તેણે વહાણની તૈયારી કરાવી તેમાં તેઓનો શર્વે શામન મુકાવ્યો. તથા સાત આઠ દીવસ ચાલે એટલી શુખડી કરાવી આપી, તેઓ જમી રહયા પછી શર્વ મિજલશીઓને મલી ભેઠી તથા શાંતીદાશ તથા આશાબાઇને પગે લાગી વહાણ ઉપર ચહડયાં અને ખલાશીઓએ હુરરેનાં પોકારો કરી લંગર ઊચલી તે ચલાવવા માંડયું. હવે ખોદાની મેહેરબાનીથી તેઓ શહીસલામત આઠમે દીવસે કનકપુરીના બંદરે પોહતાં તે વખતે રાત્રીના ત્રણ વાગા હતા. શત્યદાશ વહાણ ઉપરથી ઉતરી પોતાની સ્ત્રી તથા શાળાને લઇ તેનાં દાદાને ત્યાં ગયો. તે વખતે તેવણનો દરવાજો બંધ હતો. તેણે ત્રણ ચાર હાંકો મારી પણ કોઈ બારણું ઉઘાડે નહી. ત્યારે પાછી તેણે એક જોરથી હાંક મારી ત્યારે ગંગીયા દુબલાએ બારણું ઉઘાડયું અને તેઓ અંદર ગયાં. તે વખતે તેણે ઘરમાનાં શર્વેના ખેર આફીયતનાં સમાચાર પુછયા તેનો જવાબ તેને બાખુશી સાથનો મળ્યા-

થી તે ખુશીમાં તેની દાદીનાં ઓરડામાં ગયો તે વખતે તે ઓરીમાં બેશી દાતન કરતી હતી પણ શ દશગો અવાજ તેનાં કાને પડતાંજ ઝટ ત્યથી ઊઠી તેણે ગળે લગાડી ખેર આફીયતની વાતો પુછી તેટલામાં ગંગીયા ચાકરે જઇ પોતાનાં શેઠને વરદી આપી કે આપણાં શલ્યદાશની સાથે એક ગૃહસ્થ તથા એક સ્ત્રી આપણે ત્યાં આવ્યા છે. તે સાંભળી મોતીશેન ખુશી થતો ત્યાં આવી પોહોંચ્યો. તે જોઇ શલ્યદાશ તરત તેનાં ગળે વળગી રડી પડયો તે જોઇ તેના દાદાએ ધીરજ આપી તેને છાંનો રાખ્યો. સહવારનાં છ વાગતાંજ તેઓનોશરવે શામન ત્યાં આવી પોહુચ્યો ત્યારે શરવેએ સ્નાન કરી કપડાં બદલી ચાએ નાસ્તો કીધા પછી તેઓ ત્રણજણાં મોતીશેનનાં ઓરડામાં ગયાં. તે વખતે તેણે તે સ્ત્રી વિશે તથા તે ગૃરસ્થ વિશે તેને પુછ્યું કે આ તમારી સાથે કોણ છે? શલ્યદાશે જણાવ્યું કે આ મારી સ્ત્રી છે અને એ તેનો ભાઇ છે. આં મિત્રે મારા દુઃખનાં પ્રસંગમાં જે મને મદદો આપી તેમાંથી ઉગારીઓ અને પોતાની રૂડી ચાલની જે બેહેન "——" તે સાથ મારા લગ્ન કરાવી આપ્યાં. કે જેથી મારી શાવતર માતનાં દુઃખીત તાપમાંથી છુટી શુખી થયો અને તેનાં આભારથી આજ તમારો હશમુખો ચેહેરો જોવા પામ્યો. હવે મારા દુઃખીત હેવાલ વિશે મને વિશેશ ન પુછતાં આ મારો ભલો સાલો જે તમારી કને બેઠો છે તેને પુછયાથી આગાહ થશો. ભાનુમતીનું મરણ કેવી દુઃખદાયક રીતે નિપજ્યું હતું—હરીદાશ કેવી ચીશ પાડી પછી મૃત્યુ પામ્યો હતો તેનું આબેહુબ બ્યાંન તે કરશે કે જેથી તમો મારા કરતાં તેથી વિશેશ આગાહ થશો.

હવે શત્યદાશનાં દાદા મોતીશેને તે વાતનો પ્રારંભ ક્રમ વિશે તેનાં ભલા મિત્રને તથા બીજી તરફથી કહું તો તેના ભલા શાલાને મોટા આગ્રહથી જણાવ્યું ત્યારે તેણે તે દુઃખીત બયાંન જેવું હતું તેવું તેની આગળ કહી સંભળાવ્યું, (તે બયાન પ્રીય વાચકો આગળ વાંચી ગયા છે એટલે તે લખી આ લઘુ ગ્રંથના વધારે શફા રોકવા ચહાતો નથી.) જયારે તે દુઃખીત બયાન મોતીશેને સાંભળ્યું ત્યારે કનકશેન તથા પૂષ્પવંતી ઉપર ભારે કોપાયમાન થયો અને તેઓની દુષ્ટ કરણી ઊપર ધીટકાર નાંખ્યો.

શત્યદાશ તેનાં દાદાને ત્યાં ત્રણ માસ રહયા પછી તેણે મધુરસ શેહેર જવાની તૈયારી કરી તે અરસામાં તેનાં સસગ નું એક કાગળ તેનાં ઉપર આવ્યો, તેમાં લખી જણાવ્યુ હતું કે તારા પીતા સાથ તારી શાવતર માતનો ભારી કજીયો થઇ તે દરદાગીનાં તથા રોકડ પુંજી લઇ આજ દશ દિવસ થયાં સંગ્રામપુર ગઇ છે જેથી શેહેરમાં ભારી બોંબાટો થઇ રહયો છે. જે દિવસથી તારી શાવતર માત ગઇ તે દિવસથી તારા પીતા રાજ કચેરીમાં જતા બંધ થયા છે. લોકનાં મ્હોડ આગળ તારા ગુમ થવાને લીધે ભારી શોક બતાવે છે. પણ આપણી ગુપ્ત વાત અધાપ તેને માલમ પડી નથી. તારા પીતાની પ્રકૃત દંનપર દંન વધારે લથડતી ચાલી છે અને એવી વદનતા શેહેરમાં ચાલે છે કે તેવણ થોડા દિવસમાં નોકરી છોડી સ્વદેશ જણાર છે વાસ્તે આ પત્ર વાંચતાજ તારે જલદી નિકળી આવવું. એવા અજમુનનો કાગળ જયારે તેણે વાંચ્યો ત્યારે તે કાગળ લઇ પોતાના દાદા કને ગયો અને

તે વિસ્મીત હકીકતથી તેણે વિદિત કીધો તેથી તે ઘણો દલગીર થયો. હવે આ ન ધારેલી હકીકત પોતાની સ્ત્રીને તથા શાળાને કહી સંભળાવી જેથી તેનાંના દિલ પણ ઉચ્ચાટ થયાં. અને શત્યદાશે જલદી જવાની તૈયારી કરી પોતાનાં દાદા દાદીને મળી ભેટી પોતાની સ્ત્રી તથા શાલા શહીત વહાણુ ઉપર બેઠો અને ભગવાનની બક્ષેશથી તે સાહી સલામત મધુરશ શેહેરનાં બંદરે શાતમે દિવસે આવી પોહોંચ્યો.

---

## પ્રકરણ ૧૧ મું.

# પાપી કણીનો પશ્ચાતાપ.

## "પાપોનો ખય—શત્યની જય"

શત્યદાશ જ્યારે વહાણ ઉપરથી ઉતર્યો તેવોજ તે તેની સ્ત્રીને તથા શાળાને લઇ તેના શશરાને ઘેર ગયો. બેર આફીયતની વાત પુછ્યા પછી તેનાં શશરાએ તેનાં પિતા વિશેની વાત છેડી. પણ તે વિશે તેણે કશો જવાબ આપ્યો નહી. પણ જવાવાર રહી તેણે શાંતાદાશ શેઠની રજા લઇ પોતાનાં પીતાની મુલાકાતે ગયો. તે વખતે તેવણ એક ખુરશી ઉપર બેસી ભારી વિચારમાં ગિરફતાર હોય એવું તેને દુરથી ભાસ્યું. તેથી તે છેક ખુરશી કને જઈ મોટા આદરમાનથી પોતાનાં ભોળા પીતાને સલામ કરી પણ તે વખતે તેણે તેને પિછાન્યો નહી. કારણ તેનુ શરીર સુખમાં અશક્ત જ કુમાઇ

થયું હતું તેથી તેનો ચેહેરો એક ગોલાબનાં ફુલની મિશાલ ખીલી રહયો હતો. કનકશેને અચરતીમાં તેને પુછયું કે આપ કોણ છો? અને હ્યાં શા સારૂ પધારયા છો? આપણું નામ શું છે તે કેહેશો? શત્યદાશે કહ્યું, આપણાં બોલવા ઉપરથી સિદ્ધ થાય છે કે મુજને આપ ઓલખી તો શકતા નથી એ એક અચરત થવા જેવું છે. હું આપણો માત વિનાનો અભાગ્યો અને દુઃખી પૂત્ર કે જેનું નામ શત્યદાશ કરીને છે તે હું છું એવા જ્યારે કનકશેને તેનાં મોહોનાં શબ્દો સાંભળ્યા ત્યારે વિસ્મીત થઇ તેણે ગળે લગાડયો અને ખેર આશીવતની હાલ પુછી.

"છત્રતાજ!" મારી શાવતર માત હ્યાં દેખાતી નથી તે કયાં છે? શત્યદાશ ન જાણુતો હોય તેમ અચરત થઇ પુછયું."

"શત્યદાશ!" તે તો મારી સાથ કજીયો કરી જે કંઇ મારી મેળવેલી પુજી હતી તે લઈ સંગ્રામપુર જતી રહી. તેનો પિતા કનકશેન દુઃખીત થઇ બોલ્યો

"છત્રતાજ!" કજીયો થવાનું મુળ કારણ શું થયું? તેનો પુત્ર શત્યદાશ બોલ્યો.

"શત્યદાશ!" મુળ કારણ એ થયું કે મારી મરનાર માત કે જે તારી જી થાએ તેનાં દાગીનાં કપડાં તથા હવેલી વેચી તેના જે રૂપીયા આવે તે મને આપો એવી હુજાત લઇ બેઠી હતી પણ મેં તે તરફ કંઇ ધ્યાન આપ્યું નહી તેથી તારી શાવતર માતે મારી સાથ કજીયો કરી એક વહાણ

શંગ્રામપુર જતું હતું તેમાં બેસી તે ચાલતી થઈ. તેમા પીતા કનકશેન અતી દુઃખીત થઈ બોલ્યો. "તે કજીયાથી તથા તેણે જે મને અપશબ્દો વાપર્યા તેથી મારા દિલમાં ભારી દાગ લાગો. તે વખતે તારા દાદા (મોતીશેન) ની મને યાદ કરવી પડી હતી. કારણ તે ભલા શેઠનું બોલવું મેં ન માન્ય કીધું તેટલો આજ હું પસ્તાઉ છું." જેમ—

## દોહરો.

વડિલ બુદ્ધિએ ચાલતાં, બાળક સુખમાં હોય;<br>
(પણ) આપ બુદ્ધિથી ચાલતાં, બહુ દૂખ તે જોય.

તેમ હું આપ બુદ્ધિથી ચાલ્યો તેટલો આજ હું પસ્તાઉં છું. તારી શાવતર માત કજીયો કરી સંગ્રામપુર ગઈ એ વાત જ્યારે મધુરશ શેહેરનાં શર્વે લોકોને જાણીતી થઈ ત્યારે મને કચેરીમાં જતાં તથા બાહેર ફરતાં મોટી શરમીંદગી હાંસલ થઈ અને મારૂં શું થશે તે વિચારમાં ને વિચારમાં મારી તબિએત અતિશય દનપર દંન લથડતી ચાલી.

"છત્રતાજ પિતાજી!" તમો મારી શાવતર માતના કહયાસર ન ચાલ્યા હોત તો મારી વહાલી બેન ભાનુમતી તથા વહાલા ભાઈ હરીદાશનું દુઃખદાયક મૃત્યુ નિપજ્યું હોત વારૂ? તેનો પૂત્ર શત્યદાશ અશ્રુ ભરીત મુદ્રે બોલ્યો. "પણ જેમ એક ખેલાડી સાપને ખેલવે છે તેમ તમોને તેણે ખેલવી, તમારા ગુસ્સાને જુઠાં બોહોતાંનોથી પ્રદિપ્ત કરી જે તમારી આબરૂને ધોકો લગાડયો છે તે જેવો તેવો નથી.

તમોએ તમારા વહાલાં પૂત્રો તરફ એક લેશભાર શુદ્ધાં દયા તથા વિચાર ન કરતાં જે ઃઅઘટીત કામો કીધ છે તેથી તમારાં અંતરયામ હાડ પણ ધ્રુજતાં હશે. તમોને તમાર. દુઃખી બાળકોનાં વિચારો જેમ જેમ આવતા જશે તેમ તેમ તમારૂં દીલ તમોનેજ કડવા ધાશે. મારી શાવતર માતે જે તમારૂં દ્રવ્ય હરણ કરી ગઇ છે તે તમો પાછું મેળવી શકશો પણ તેથી જે તમારી આબરૂને ધોકો લાગો છે તે પાછી મેળવી શકશો નહી.'' એ ઉપર એક હું દોહરો કહું છું તે સાંભળો.

દોહરો.

વધતી ધન કરતાં ઘણી, વળી પ્રતિષ્ઠા જન;
ગઇ પ્રતિષ્ઠા ન આવશે, ફરી આવશે ધન.

તેમ તમારી આબરૂને જે ધોકો લાગે છે તે તમો પાછી મેળવી શકશો ? નાં, કદી નહી, કદી નહી, કદી નહી.

દોહરો.

જો આબરૂ હોય નહી, સંતોષે નહિ મન;
દ્રવ્ય સુવિદ્યાથી ફકત, ઝાડ વગરનું વન.

હવે વિ ાર ‌ ્રો કે જેની આબરૂ ન હોય તે એક ઝાડ વગરનાં જંગલની મિશાલે તે પુરૂષ છે.

દોહરો.

ખરે આ ‌ રૂ જોઇએ, અવગુણ તજવા જાણ;
દુર્જન ઓળે રમ નહી, વાળે તે તો ધાણ.

તેમ તમોએ મારી શાવતર માતનાં દુર્જન ઓળે રમી

તમારી મેળવેલી આબરૂને જે લાંછન લગાડયું છે તે હવે કંઇ મિટા શકશે વારૂં ?

પિતાજી, તમારા બોલેલા બોલ તમને યાદ છે કે ? ભુલી તો ન ગયા ને ? અરે ! જેઓને તમોએ વહાલથી જોવા તથા દુઃખો ન પાડવા વિશે જે આપણાં „મુખથી શબ્દો ઉચરેલા તે તમો કેમ ભુલી ગઇ મારી ઘાતકી અને ક્રુર શાવતર માતનાં કહ્યાસર ચાલી નિર્દોષ બાળકોને સતાવી આખર પ્રાણ લીધો. જારે ! ઘાતકી ચંડાળ શાવતર માત, તું પરમેશ્વર આગળ શું મ્હોડું લઇ જશે ! અરે ! તે તો શાવતર હતી તેથી તેણે દયા ન આવી. પણ તમો તો મારા સગા પીતા હોવા છતાં લેશભાર શુધાં દયા ન કરતાં ઉલટી વિપતો તથા દુઃખો પાડા મારી વહાલી બેન તથા ભાઇનું મરણ નિપજાવ્યું અને આપથી વિખુટો પડાવ્યો એ આપણે કરવું ઘટીત હતુ વારૂં ?

દોહરો.

દખો ધંભિરતા આંબકી, ફળ સ્વાદકો હેત;
પંથી પથર માર સહે, સોવે અમૃત ફળ દેત.

જ્યારે આંબાના ઝાડ ઉપર ફળ લાગે છે ત્યારે જતા આવતા લોકો તેને પથર મારી દુઃખ દે છે, હવે તે દુઃખ તે વિશરી જઇ ગંભીર રૂપ ધારણ કરી તેઓને કેવાં અમૃત ફળ ચખાડે છે ! તે પ્રમાણે તમોએ જો મારી શાવતરનુ બોલવું ગળી જઇ તથા તે મનમાથી કહડી નાંખી ઉલટી હમારી ઉપર જો પ્રીતી કીધી હોત તો આપણી આબરૂને

કેટલી શોભા મળત વારૂં? મારી શાવતર માતે જે મકરે ઓરતનાં જેવાં કારસ્તાન કરી ફરેબથી જે તમારા કાન ભર્યા તે ઉપર તમો ડાહયા અને સમજુ હોવા છતાં કેમ વિશ્વાશ લાવી આવું પાપીષ્ટ કામ કીધું? પરેશ્વર ભાનુમતી–હરીદાશ નિર્દોષ હતા. મારી બેને શાવતર માતનાં મોહ ઉપર એક પણ શબ્દ ઓચર્યો નથી, તથા હાથ ઉચલી તેનાં શરીરને કંઇ પણ સ્પર્શ કીધો નથી. હરીદાશે શાકળી, વીંટી તથા રૂપીયા ચોરીયા નથી. એ બધા મારી શાવતર માતનાં કારસ્તાન છે. કે જેથી તમારી સાથ દુસ્મનાઇ પડાવી તમારી પ્રીતી હમો પરથી ઉતારવી એજ મુળ ઉદ્દેશ હતો. વધારે પતીજ સારૂ (કાશમખ્યા શિપાઇ બેઠેલા તેણી તરફ આંગળી કરી) આ કાશમખ્યાંને પુછો એટલે સર્વે તેણીનું ભોપાળુ માલમ પડશે. તેમજ પેલા ભોળા લાડુભટ રશોઇયાને બોલાવીને પુછી જુઓ. ત્યાર પછી તે મરનાર અપરાધી કે નિરપરાધી હતાં તે તમોજ તમારી બુદ્ધિથી પિછાની શકશો.

હવે કનકશેને તે વાત કાશમખ્યાંનને પુછ્યાથી તેણે જેવી જોઇ હતી તેવી કહી સંભળાવી ત્યાર પછી લાડુ ભટ રસોઇયાને તેડાવીને પુછ્યું ત્યારે તેણે તે મકરે ઓરતનાં જેટલાં કારેસ્તાન દીઠાં હતાં તેટલાં કહી દેખાડ્યાં. તે વખતે કનકશેને જે વગર વિચારે કામ કીધું હતું તથા પોતાનાં વહાલાં બાળકોનો જીવ લીધો હતો તેથી તે ઘણો પશેમાન થઇ શ્રી ભગવાનની પાસ હાથ જોડી માફી માંગી કે, તારા બંદાથી જે કંઇ ગુનાહ થયો હોય તેની મને માફી બક્ષ.

હવે શત્યદાશનાં જે છુપા લગ્ન થયાં હતાં તે વિશે

તેનો પિતા આગાહ નહતો તેથી તેણે કહ્યું, પૂત્રા! હવે તું મોટો થયો છે તેથી તારા લગ્ન કરવા જોઇએ પણ જે પાંચ પૈસા મેં મેળવ્યા હતા તે મારા બુરા નશિબથી તારી ચંડાળ શાવતર માત લઇ ગઇ તેથી હું ખાલી હાથનો થયો. મગર મારી મરનાર માતુશ્રીનાં દાગીનાં, કપડાં, હવેલી તથા પરચટણ જીણસો વિગેરે છે તે વેચીને. પણ તારા લગ્ન કરી આપવાં જોઇએ. કારણ મારી પ્રકૃત દંનપરદંન વધારે લથડતી ચાલી છે તેથી મને ભરોશો નથી કે હું વધારે વખત જીવીશ. એમ કહી તેના પીતાએ આંખમાંથી ખુબ આંસુ ખેરવ્યાં, તે જોઇ તેણે પિતાને ધીરજ આપી કહ્યું કે, આપે મુજને લીધે લેશભાર કાળજી બાળગવી નહી. જે થયું તે થયું હવે પશ્ચાતાપ કરી શું કરશો? મારાં લગ્ન વિશે જે આપ ચિંતા બતાવો છો પણ ચિંતા બાળગવા જેવું કશું નથી. ચિંતા બાળગ્યાથી તમારૂ શરીર કેટલું સેવાઇ ગયું છે તે તમો જાણો છો?

દોહરો.

ચિંતાસે ચતુરાઇ ઘટે, ઘટે રૂપ બળ ભાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

---

દોહરો.

ચિંતા એસી ડાકણી, કાટ કલીજા ખાય;
તબિબ બિચારા ક્યા કરે, કાં કાં દવા લગાય.

## દોહરો.

ચિંતાસે ચતુરાઇ ઘટે) (ઓર) દુઃખસે ઘટે શરીર;
પાપસે ઘટે લક્ષ્મી, કેહ ગયે દાશ કબિર.

તેમ ચિંતા કરવાથી આપણાં શરીરની ખરાબી થાય છે. અને તેનું દરદ કોક વૈદ્યથી પીછાની પણ શકાતું નથી. હવે જ્યાં એ ચંડાળ ચિંતા પ્રવેશ થઇ ત્યાં બાળી ભસ્મ કરે છે. ત્યારે એથી આપણે અળગા રહીએ તો કેવું સારૂ?

"છત્રતાજ પિતાજી" જ્યારે મારા ભાઇનો અંતઃકાળ થયો તે વખતે મેં મનમાં વિચાર કીધો કે જેવા તેનાં હાલ થયા તેવા કોક વખતે મારા પણ થશે. એવો મનમાં વિચાર લાવી હ્યાંથી કોક ન જાણે તેમ હું પલાયણ કરવાની તજવીજમાં હતો પણ તે વિચાર મારા મિત્ર વિરજલાલ કે જેને તમોએ મરનાર ભાનુમતીને લીધે મનમાં ખુરૂ વમાસી જે અપશબ્દો વાપર્યા હતા તેની પાસ મેં જાહેર કીધો. ત્યારે તેણે મને ધીરજ આપી અને ઉતાવળ ન કરવા વિશે જણાવ્યું. બિજે દહાડે મારા મિત્રે તે વાત તેના પીતા આગળ રોશન કીધી જેથી તેવણે મારા હાલ ઉપર દયા લાવી મારા છુપાં લગ્ન તેનાંની એક પ્રુરી પૂત્રી સાથ ધર્મપુરીમાં જઇ કીધાં કે જેથી હું હાલે તેનાંની મેહેરબાનીથી પુર ખુશી સાથ અતી સુખમાં છું" તેનો પૂત્ર શત્યદાશ બોલ્યો. "મે તમારે ઉદરે જે અવતાર લીધો છે તેને હરામ ન કરતાં, મારી ઊપર જે પેહેલાં ભારી શંકટો પડયાં છે તેને હવે ભુલી જઇ તમારી ખીદમતમાં હાજર રહી તમારી

ચાકરી કરવી અને તમોને મોજમજાહમાં રાખવા એજ મારો જાતી ધર્મ સમજું છું. તમારી તબિએત બીગડતી ચાલી છે તેથી તમોએ હવે જલદીથી નોકરીનું રાજીનામું આપી ઘેરે જવું. તમારી ખીદમતચાકરી કરવા હું તથા મારી સ્ત્રી એક પગે તૈયાર છિયે. તે વિશે તમોએ બેફિકર રહી જેમ બને તેમ જલદી સ્વદેશ જવાની તૈયારી કરવી."

"પૂત્રા !" તારા મ્હોડેનાં લગનનાં શુભ સમાચાર શાંભળી હું બેહદ ખુશી થયો છું અને તારી સ્ત્રીની નેક મુદ્રા જોવા તત્પર છું. તેનો પીતા કનકશેન ખુશી થઈ બોલ્યો. " જે ચાલ તારા શાલા સાથ મેં ચલાવી હતી તેથી હું ઘણો શરમીંદો છું. પણ તે ભલા છોકરાએ મારા બુરા શખુનથી તારી સાથ દુશ્મનાઇ નહી કીધી એજ તેની માતની કૂખને ધન્ય છે ! "

એવી તેઓની અરસપરસની વાતચીત કરતાં બાર વાગા જેથી તે તેના પીતા સાથ ભોજન કરી તેની રજા લઇ તે તેના શશરાને ત્યાં ગયો

હવે શત્યદાશ ત્યાંથી નિકળી પોતાનાં શશરાને ત્યાં ગયો તે વખતે ત્યાં શું વાત ચાલી હતી તે વિશે તેણે આગ્રહથી પુછયું. ત્યારે શત્યદાશે ત્યાં જે વાત થઇ હતી તે તથા પોતાના પીતાનો હાલ જોઇ જે તેને દયા ઉત્પન્ન થઇ હતી તે વિશે શવિસ્તર બ્યાંન કર્યું. જેથી તેનાં હાતમ દિલનાં શશરાનાં દિલમાં પોતાના વેહેવાઇ (શત્યદાશના પિતા કનક-શેન) ને મદદ કરવી એવું થયું. તેથી તેણે શત્યદાશને કહ્યું,

કે જ્યારે તું જાએ ત્યારે મને સુચવજે કે હું પણ સાથે આવીશ. એવી વાતચીત તેના શશરા સાથ થયા પછી તે પોતાનાં ઓરડામાં ગયો જ્યાં તેની સ્ત્રી થાક બહુ લાગ્યાથી સુતેલી હતી તે તેનાં પગનાં અવાજથી જાગૃત થઇ ઉઠી ને કહ્યું વહાલા ભ્રથાર તમારા પીતા સાથ શું શું વાતો થઈ તે તો મને કેહેશો ? ત્યારે શત્યદાશે તો ત્યાં જે વાત થઇ હતી તે કહી સંભળાવી. અને ફરી કહ્યું કે તને જોવાને વાસ્તે મારા પીતા ઘણું ઇન્તેજાર છે. વાસ્તે સાંજે મારી સાથે તને જરૂર આવવું જોઇશે. એમ કહી શત્યદાશ ત્યાંથી ઉઠી બીજા ઓરડામાં આરામઘાહ કરવો ગયો.

સાંજનાં ચાર વાગા પછી સત્યદાશ પોતાની સ્ત્રીને, શશરાને, શાશુને તથા શાળાને લઇ પોતાનાં પીતાનાં ઘેરે ગયો. તે વખત તેવણ એક ખુરશીપર બેસી કાગળ વાંચતા હતા. પ્રીય વાચક ? તે કાગળ શાનો હતો શું તેનાં સગા સ્નેહીનો હતો ? શું મોતીશેનનો હતો ? અથવા તેની ચંડાળ સ્ત્રીનો હતો ? ના, ના, કેકનો નહતો. ફકત તેનાનું રાજીનામુ મંજુર થયાનો હતો હવે શત્યદાશે પોતાની સ્ત્રીની ઓળખ આપ્યા પછી કનકશેને તેણાને ગળે લગાડી પાસે બેસાડી. શાંતીદાશ શેઠે બેર-આશીઅતની વાત પુછ્યા પછી પુષ્પવંતી સાથ શાનો કજીયો થયો હતો તે વિશે પુછ્યું. તે વખતે જે જવાબ કનકશેને શત્યદાશને આપ્યો હતો તેજ જવાબ મોટી દલગીરીથી, તથા એક શબ્દ હાય નાંખી તેને કહી સંભળાવ્યો.

“કનકશેનજી”! જ્યાં આપણો દહાડોજ પાધરો ન

હોય ત્યાં સારૂં કરવા જતાં ઉલટી તેમાં બુરાઇ થાએચ. તેનો વેહવાઇ શાંતીદાશ શેઠ બોલ્યો.

દોહરો.

દુનીયાં હય દેરંગી, કિસ કિસીકો મિલાય;
કિસે મિળાવે ધુળમે, (ઓર) કિસે ચમન દેખાય.

તેમ એ દુન્યાં કેટલાએકને ધુળમાં લોટવે તો કેટલા એકને ચમનમાં રાખેચ. એવી એ દુન્યાં બેરંગી છે. તેથી તે ઉપર આપે હવે ખ્યાલી ખ્યાલ કરી આપણી પ્રકૃતીને બિગાડી લેસો નહી.

"શાંતીદાશ શેઠ!" જે મેં વગર વિચાર કરવે મારં વહાલાં બાળકોને પજાવી પાછળથી જે દુઃખદાયક મરણો નિપજાવ્યાં છે તેનો હું શ્રૃષ્ટી કર્તા પરમેશ્વરનો મોટો ગુન્હેગાર થયો છું તેથી મારૂં હૈયું હાલે મને ડંખે છે. અફશોશ હોજો મુજ જીંદગી ઉપર! કે વગર વિચાર કરવે જે મેં કામ કીધું હતું તે ઘણુંજ બુરૂ અને અઘટીત હતું. પરમેશ્વર કયમ તે મારો ગુન્હો શાંખી શકસે? મરનાર હરીદાશનાં શબ્દુનો જ્યારે મને યાદ આવે છે ત્યારે હું નવજાર આસુએ રડી મારૂ માથુ ફોડું છું—મારા જીવને કટુઆ ચાહું છું. પણ હવે તે પાછો કયાંથી આવી શકે?" કનકશેન દુઃખીત થઇ બોલ્યો.

"કનકશેનજી"! તમોએ હવે ગમી કરવી નહી, તેમજ કાળજી પણ કરવી નહી. શાંતીદાશ શેઠ બોલ્યો.

જે જે વખતે તમોને જે જે વસ્તુની ગરજ પડે તે તે વખતે તે તે વસ્તુ બિન દહેસ્તથી મારી કનેથી તમોએ મંગાવી લેવી."

"શાંતીદાશ શેઠ!" આજ મારા બુરા વખતમાં તમોએ મને જે ધીરજ આપી તે જેવી તેવી નથી. તેથી આ જગ્યાએ આપણો ઉપકાર માન્યા વગર મને ચાલતું નથી. કનકશેન બોલ્યો. "શેઠજી!" આપે મારા વહાલા પુત્ર શત્યદાશ ઉપર જે દિલ ફેશાંની તથા હાતમ દિલ વાપર્યું છે તેથી હું તમારો બેહદ ઉપકારી છું. અને મારી અઘટીત ચાલને લીધે ભારી પસ્તાવો ખાઇ આપણી પાસે માફી માગું છું."

"કનકશેનજી"! છે છે! આપ એવા શબ્દો ફરીથી ઓચ્ચરશો નહી. શું આપણાં ગુન્હાની મુજ આગલ માફી માગો છો? શું હું પરમેશ્વર છું? મનુષ્ય માત્ર હંમેશ ભુલ ભરેલું હોય છે તેથી તેનાં હાથે નાંનો અથવા મોટો ગુન્હો થઇ જાય છે પણ તેની માફીનો બક્ષનાર શ્રી ભગવાન શિવાય બિજો કોઇ નથી." શાંતીદાશ શેઠ નમ્રતાથી બોલ્યો.

એવી વાતચીત થયા પછી શાંતીદાશ શેઠ તથા બાઇ શાબાઇ ત્યાંથી ઉઠી પોતાનાં ઘેરે ગયાં. અને શત્યદાશ તથા તેની સ્ત્રી કનકશેન કને બેસી વાતો કરવા લાગ્યાં.

"પૂત્રા શત્યદાશ!" મારૂં રાજીનામુ બહાલ થયું છે અને હવે હું આં વધારે દિવસ રેહવા કરતાં સ્વદેશ જવું વધારે પશંદ કરૂં છું તેનો પીતા કનકશેન બોલ્યો. "અને

તેમાંજ મારી બેહતરી છે, કારણ મારી પ્રકૃતી વધારે બિગડતી ચાલી છે"

"છત્રતાજ!" તમો કહો છો તે ઠીક છે. હવે હમો કાલે આવી શર્વે તૈયારી કરી શામન વહાણ ઉપર ચઢાવવાનો હોકમ કરીશું અને હમો પણ તમારી શાથ સ્વદેશ આવીશું. તેનો પૂત્ર શત્યદાશ બોલ્યો.

હવે આ વિચાર શત્યદાશે પોતાનાં શશરાને જાહેર કીધો અને એક વહાણ તૈયાર કરાવ્યું તેમાં તેણે શર્વે શામન ભરાવ્યો અને પછી પોતાનાં શશરા કને પોતાનાં પીતા સાથ સ્વદેશ જવાને લીધે રજા લીધી.

કનકશેનનાં જવાને આઠ દશ દિવશ આગમચ એક વેપારીનુ વહાણ માલ ભરી નગરપુરી જતું હતું તેની સાથે શત્યદાશે એક કાગળ તેનાં દાદાને લખી જણાવ્યો હતો કે હું મારી સ્ત્રી તથા પીતા સાથ તમારી તરફ થોડા દિવસમાં આવું છું તેથી ઘરમાંનું કચરૂં વિગેરે સાફ સુફ કરી પાણી ભરાવી રાખવું એવા મજમુનનું કાગળ તેનાં પીતાને ન કળતાં તેણે લખી મોકલ્યો હતો.

તેઓ જે દહાડે વહાણ ઉપર બેસવાનાં તે દહાડે શાંતીદાશ શેઠ તરફથી કનકશેનને પાંચ હજાર રૂપીયા ભેટ મળ્યા હતા તે લઇ તેણે તે ભલા શેઠનાં હકમાં હજારો હજાર દુવા આપી હતી. હવે તેઓ શર્વેને મળી ભેટી વહાણ ઉપર બેઠા અને ખલાશી લોકોએ હુરરેનાં પોકારો કરી લંગર ઉચલી આગળ ચલાવ્યું. પરમેશ્વરની કૃપાથી તે વહાણ સહીસલામત સાતમે દિવશે નગરપુરીનાં બંદરે લાગ્યું.

શત્યદાશનું લખેલું કાગળ તેનાં જવાની બેચાર દિવસ આ-ગમચ્ય તેના દાદાને મળ્યું હતું તેથી તેણે શર્વે રીતની તૈયેયી કરી રાખી હતી તે જોઇ તે ઘણો ખુશી થયો હતો.

થોડા દિવશ ગયા પછી કનકશેને પોતાની માતુશ્રીની જણસો જે પેહેલાં પેક કરી રાખી હતી તે કહાડી શર્વે દાગીનાં તથા કપડાં પોતાની વહુ રૂકમણીને સ્વાધીન કીધાં. બાકી જે રોકડ રૂપીયા નિકળ્યા હતા તે સત્યદાશનાં હાથમાં આપ્યા.

જેમ જેમ સમો આગળ ચાલતો ગયો તેમ તેમ કનકશેનની પ્રકૃતીમાં વધારે બિગાડ થતા ચાલ્યો. અને આખર પક્ષઘાતની બુરી બિમારીમાં પડયો જેથી તેનુ અર્ધાંગ ધડ લુલુ થઇ ગયું. તે જોઇ રૂકમણી ઘભરાઇ પણ શત્યદાશ ન ઘભરાતાં વૈદોને તેડી ચાંપતા ઇલાજો કરાવવા લાગ્યો પણ આખર એક પણ ઇલાજ કારગત લાગો નહી. મરવાને એક અવર રહયો છે ત્યારે પોતાનાં પૂત્ર શત્યદાશને કને તેડી કહયુ—“પૂત્રા જેની સાથ મેં ભલી ભલાઇ કીધી તે ચંડાળ સ્ત્રી પણ મને છોડી આખર ચાલતી થઈ—મારૂં દ્રવ્ય હરણ કરી—મારાં બે રત્નોને પણ ગુમાવ્યા અને મને દુઃખમાં નાંખી ચાલતી થઇ. અરે! જેનાં બોલવા ઊપર મેં વિશ્વાસ રાખી જે પાપા, દુષ્ટ અને અધમ કર્મ કીધું—મારાં વહાલાં બાળકોને દૂખવિયાં—સતા-વિયાં—યમગજને આધિન કીધાં. ત્યારે હું કેવો ચંડાળ! કેવો ગુન્હેગાર! કેવો પાપી! કે જેનો કંઇજ પાર નથી!!!

વારતે હે પ્રીય વાચકો આ મારો ધડો લઈ તમારી બીજી
પ્રાણપ્રિયાના લાડમાં ફસાઈ આગલથી મીઠા અને પાછ-
ળથી કાળજું કોતરે તેવા શબ્દો ઉપર વિશ્વાસ લાવી
તમારાં પ્રીતિવંત વિનમાત બાળકો ઉપર બિલકુલ શિતંમ,
દુઃખ અને આફત ગુજારશો નહી. અને ધિક્કારની નજરે
જોશો નહી. તમારી પ્રિતિની જાલમાં હમેશ તેઓને ગુથેલાં
રાખજો. જે કરવું જે બોલવું તે ઘણાજ પોખ્ત વિચારથી
કરજો. તેઓને શતાવશો નાં. કડવા શબ્દોનાથી તેઓનું મન
ખિન્ન કરશો નાં. અને ખરું એ કે તેની સ્વર્ગે ગયેલી
માતનું સ્મરણ તેને ન થાય એવી યોગ્ય તજવીજ રાખવા-
માં તમો પછાત પડશો નહી. નહીતર જે હાલે હું મહા
વિચારમાં નિમગ્ન થઇ ભારી પસ્તાવો ખાઇ આ મારી ન
ધારેલી ભવ્ય માંદગીમાં જે ત્રાહે! ત્રાહે! નાં પોકારો ઉઠાઉ
છું તેમ તમોને ઉઠાવવો ન પડે તેની તજવીજ રાખજો.
તેટલામાં એકાએક તેને આંચકી આવી અને પોતાનો પ્રીય
પ્રાણ છોડયો. તે વખતે શબ્દદાશની હાલતમાં કેટલો ફેરફાર
થઇ ગયો હશે તે પ્રીય વાચકેજ વિચાર કરવો.

પ્રીય વાચક ? કનકશેને જો આવા વિચાર પેહેલાંથીજ
કીધો હોત તો તેની આવી માઠી દશા થાત ? વહાલા બાળ-
કો ઉપર દુઃખ પડત ? તેની આબરૂને જે ધોકો પોહોંચ્યો
તે પોહોંચત ? જે બે રત્નો ગુમાવ્યાં તે ગુમાવત ? નાં, કદી
નહી. કદી નહી. ત્યારે પ્રિય વાચકેજ આ ધડો લઈ વિન-
માત બાળકો ઉપર જો શિતંમ ન ગુજાર્યો હોય તો કેવું સારૂં !



# એક પાપીએ પોતાનાં પાપનો કીધેલો પશ્ચાતાપ!

## દોહરા.

યાદ તારી નહિ કીધી, કોય દીન યા ખુદા;
ઈશ ભક્તિ પણ ન કીધી, હરામી કિધી સદા. ૧

લાજ ન કિધી મા બાપનિ, લાજ છોડિ મેં પર ૧;
હીમત દોર આગુ કરી, પુષ્કળ છેદિયાં સર ૨. ૨

તારણ ન કિધૂં મુજ તણૂં, રક્ષ ન કિધું માત તાત;
રાગી તામસિ થઈ ફર્યો, નાચ રંગ દિન રાત ૩

બંદ ફંદ રવદો ૩ રમી, દીવસ રાત અપાર;
દારણ ૪ કામો અનિ કિધાં, વાસ ૫ ન એકે ઠાર. ૪

ઊદર ૬ ભરવા કાજરે!, નજર દુષ્ટ મેં કીધ;
પર નિંદા પરનારની, શાહેબની ૭ પણ કિધ! ૫

હો જોખમ મુજ શિર પર, હે ખુદાવંદ તાર!;
રેહમ નજર મુજપે કરિ, બક્ષ ગુના એક વા ૬

હે ઇશ! ચિત્ ફીકરમાં, ખાંન પાન નહી ચિત;
મક્કર ફિતુર સબ છેડિને, ન હરૂ કોઈનૂં વીત્ત ૮. ૭

નિશા ૯ દિન રહુ તુજમાં, બગ ધ્યાન એકચિત્
નમમ કરીશ સર દીશરે, હાજર રહી ખચિત્ ૮

જવસ નહી તે ભુલીને, દૂજા ૧૦ નહી કરીશ;
રમીશ નાહી કુકમા રે, રઉ ૧૧ દહશ છોડીસ. ૯

---

૧ પારકાની (બાજાની). ૨ માથું. ૩ સગત. ૪ ભયંકર. ૫ ઠેકાણું ૬ પેટ. ૭ પેદાના કરનારની. ૮ દ્રવ્ય ૯ રાત્ર. ૧૦ બિજું. ૧૧ જુલમ.

કુગ્શિ તારી સેવારે, શેવિસ સજ્જન સંગ;
રીજવવા તૂજ ઇશને, ઠગી કરીશ ન ઢંગ. ૧૦

તાગ ચરણ સેવિસ સદા, મેહર કર મુજ બાપ;
રાખ તારી છાયામાં, હે દુઃખ હર્તા બાપ. ૧૧

કરાર કરૂ દ્રઢ ચિતૃથી, રત૧ કરીસ તુજ સંગ;
રમત કરીશ ન પર સંગે, જીતિસ ઇંદ્રિઓ જંગ. ૧૨

રૂમ રૂમ ઉઠે રૂમાચિયાં, ભાગૂં તેને કેમ ?;
પીસે મુજપર દાંતિયાં, ઈજા દિએ છે રેન૨! ૧૩

છતર ખાટ પર નિંદ નહિ, કુલ્લે૩ પાપ એક થઇ;
ત્રણુ ચાર જમના દુતરે, વળગી મારે જઇ. ૧૪

નિશા ઘોર અંધારિમાં, રગડે મારૂં શીશ;
છાતિપર ચઢિ બેશીને, જીવને પકાવે ચિશ. ૧૫

વજ૪ ભોકે મુજ છાતીમાં, તાણુ જોરથી જેમ;
માર મારી મુખ વિષ દે, રાત દિન પણ તેમ. ૧૫

મરડે રગડે જમ મનને, પોતાથિ જેમ થાય;
નેત્રમાં ભાળા ભોકિને, રડાવિ મુજને જાય. ૧૭

રાત્રે મુજ ઝપકાવિને, વાઢે૫ મુજનૂ શર;
ખચિત દાદઇશ આપિને, લાહ્ય મારી તું ધર. ૧૮

"ગુલશીન કહે જગ જુઠિ છે, ખોટી ચાલને તજ;
મનમાં ભિતી રાખીને, ઈશ ભકિત તૂ સજ. ૧૯

---

૧ રમત. ૨ રાત્ર. ૩ એકંદર. ૪ હથીયાર. ૫ કાપે (હંદે).

# વરતમાં પત્રના મતો.

"મુંબઈની યુનીવરસલ રબર શટાંપ એકશા ટરાવેલીંગ એજંટ મી૦ સોરાબશા એ. લમકોટ અત્રે આવ્યા છે. જે કુંપની તરેહવાર જ. મારકો યાને શીલો ઘણા સરશ આકારમાં બનાવી જાણે ૧૦ એટલુંજ નહી પણ તમે તે મારકો તમારા નામ કે આ શરનામા સાથે જેવી વેલોમાં મુકાવો તેવી સુંદર વેલોમા મુકી આપે છે અને થોડી કીમતમાં મનપંસદ તમારા આપેલા આરડર મુજબ કામ કરી આપેછે. આવી હુન્નર મંદ કુંપનીને અત્રેના તમામ શેઠ સાહુકારો કંત્રાકટરો અને અમીર ઉમરાવોએ તે માટે વરદી આપવી હોય તો તેના એજંટ મી૦ શોરાબશા એલ. પાલમકોટ અત્રે આવેલા છે તેમને જરૂર મળવું અમે સાભળીને ઘણા ખુશીથયા છીએ કે મી૦ પાલમકોટને વડોદરા, ભરૂચ, અમદાવાદ, અને અત્રેના જડજો, કલેકટરો, નવાબો અને માનવંતા શેહેરીઓએ પોતાની શીલો માટે ખાશા હુકમો આપેલા છે અને હજી બીજા ગ્રહસ્થો તે આપ્યા જશે એવી આશાછે"
સુરત દેશી મીત્ર તા૦ ૩૦ મી દીશેમબર શને ૧૮૮૬.

"શીલ યાને છાપ બનાવનારી કુંપની—મુંબઈની યુનીવરસલ રબર સ્ટાંપ કું જે તરેહવાર જાતની સુંદર શીલ યાને છાપો બનાવી જાણે છે અને જે વેપારીઓ, કંત્રાકટરો તથા ગ્રહસ્થોને ઘણી અગતની થઇ પડે છે તેવી શીલો આખા નામ કે શરનામા સાથે ઘણા સરશ આકારોમાં કોઇની પણ ફરમાશ થતાં તુરત બનાવી આપે છે. તેના એજંટ મી૦ શોરાબશા એલ. પાલમકોટે અત્રેના કલેકટર, જડજ, નવાબ, કેટલાક અમલદારો, કંત્રાકટરો અને બીજા ઘણાક ગ્રહસ્થોનો આસરો મેળવીને તેમને પસંદ પડતી શીલો બનાવી આપવા જણાવ્યુ છે. આ એજંટ અત્રેથી ઘણા આરડરો મેળવીને પાછો મુંબઇ ગયોછે એજ પ્રમાણે મી૦ પાલમકોટને વડોદરા, ભરૂચ, અમદાવાદ અને ગુજરાતના બીજાં શેહેરોમાંથી ઘણા દેશી અને ઇંગ્રેજ અમલદારો તથા માનવંતા શેહેરીઓથી આરડરો આપવામાં આવ્યા છે."
સુરત—ગુજરાત મીત્ર. તા૦ ૨૭ જાનેવારી શને ૧૮૮૭.


જાહેર ખબર.
હુમારી કંપની માટે
દેશાવર ખાતે
વાળા અને
કતીયાઓ
મીશન
૨૦થી


જગત પ્રસિદ્ધ રબર સ્ટામ્પ
કું૦ ના મુખ્ય ઇજારા,
હીંદુસ્થાનના એકજા
ટ્રેવલીંગ એજંટ.
શોરાબ એસ. પાલમકોટ
ફરેસવાડી
મુંબઈ.







